દયાકવિતા પ્રિય પ્રેમઘેલી
રેલી રસે શૈલશી પ્રેમશૈલી.

---

## સાંપ્રતકાળ—૧૮૫૮—

અંગ્રેજી વિદ્યાને અંગ્રેજોની સાથેના સંસર્ગને લીધે જે જાગૃતિ દેશમાં વ્યાપી ગઈ ત્હેની અસર હવે પછીના લેખકોમા સ્પષ્ટપણે માલમ પડે છે. દેશની ફેરવાયલી સ્થિતિમા નવાજ પ્રકારના વિચારો ઉદ્ભવવા લાગ્યા ને આજ સુધી નહિ જણાયલું ચેતન સર્વત્ર વ્યાપી રહ્યું. આ નવીન યુગના લેખકો સર્વની સ્મરણ શક્તિમા તાજા છે ને ત્હેમના ઘણા સંબંધીઓને સ્નેહીઓ વિદ્યમાન છે. સાહિત્યમંડપમા કીયું સ્થાન કોને આપી શકાય ત્હેનો યથાસ્થિત નિર્ણય થવાને હજી વાર છે. આધુનિક લેખકોના જીવનની નોંધ આપવાની જરૂર જણાતી નથી.

### નર્મદાશંકર ને દલપતરામ.

જુની અને નવી વિદ્યાએ મારેલા દેશમંથનથી બ્હાર આવેલાં પ્રથમ બે રત્ન તે કવિ **નર્મદાશંકર** અને દલપતરામ છે. કવિ દલપતરામ વ્યવહાર કુશળ શાન્ત પ્રકૃતિના, ઠરેલ, શબ્દચતુર કવિ હતા અને તેથી ત્હેમની કવિતામા કોઇપણ જાતનું દર્દ નથી. શાન્ત હાસ્યરસ, બોધવાર્તા, શબ્દચાતુર્ય ને સરળતા એ એમની કવિતાનાં મુખ્ય લક્ષણ છે.

નર્મદાશંકર ઉછળતા હૃદયના સાહસિક, ઉત્સાહી રસજ્ઞ કવિ હતા ને એમની કવિતા મર્મશોધક પ્રસંગે મર્મદારક પણ છે. દલપતરામ પોતાની જાતને ભુલી જઇ સ્હામાને રંજન કરવા શ્રોતાજનને અનુકૂળ કવિતા લખે છે. રા. રા. **નવલરામ** લખે છે કે " **નર્મદ**ની કવિતામાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું પણ ચાતુર્યનું થોડું. **દલપત** શૈલી **સભારંજની** ચાતુર્યશૈલી ક્હેવાય, **નર્મદ**શૈલી **મસ્ત** ક્હેવાય "

સભારંજની કવિતા હૃદયના ઉમળકાની નહિ હોવાને લીધે હૃદયપર ઘણીજ થોડી અસર કરે છે. વળી અમુક પ્રસંગે અમુક જનવર્ગને માટે રચેલી કવિતા સર્વ કોઇને અનુકૂળ થઈ શકે નહિ એટલે એવી કવિતાનું આયુષ્ય ઘણું દીર્ઘ હોવાનો સંભવ ઓછો.

પ્રાસંગિક કાવ્ય (An occasional poem.) અમર થયાના દાખલા અંગ્રેજી ને સંસ્કૃત સાહિત્યમા પણ આગળીને વેઢે ગણાય તેટલા છે અને ત્હેની પ્રત્યેકની કીર્તિના નિરાળાં કારણ છે. પણ હૃદયની ઉર્મિઓ જેવી આજ ઉછળે છે, તેવીજ સેંકડો હજારો વર્ષ પૂર્વે ઉછળતી હતી ને ભવિષ્યમાં ઉછળશે. તેટલા માટેજ કવિના હૃદયનું ગીત સર્વ સ્થળે સર્વ સમયે સર્વ રસિકજનને પ્રિય લાગે છે. નર્મદાશંકર માત્ર કવિજ ન હતા. એમની પ્રવૃતિ સર્વદેશીય હતી. ગુજરાતી ભાષામા રૂઢ ગદ્ય લખવાનો પ્રથમ પ્રયાસ કરનાર ને ત્હેમાં અસાધારણ સફળતા મેળવનાર એજ મસ્ત કવિ છે. કવિચરિત લખવાનો રીવાજ પણ એમણે પાડયો. ગુજરાતી ભાષાના કોષને વ્યાકરણ પણ પ્રથમ એમણેજ લખ્યાં. પિંગળને અલંકાર શાસ્ત્રને પણ એમણેજ ગુજરાતી ભાષામાં પ્રચલિત કર્યાં. સુધારાનો સબળ ઝુંડો પણ એમણેજ ઉપાડયો, રાજ્ય રંગમાં વિવિધ પ્રજાઓનો ઇતિહાસ પણ એમણેજ લખ્યો, દેશાભિમાનની મસ્તી પણ એમણેજ જારી કરી. "દેશાભિમાન" શબ્દ પણ એમણેજ પ્હેલીવાર ગુજરાતીમાં વાપર્યો. ઇતિહાસને જુનાં શાસ્ત્રનાં અધ્યયનથી સુધારાની નિષ્ફલતા માલમ પડી ત્યારે સુધારા વિરૂદ્ધ લખાણ પણ કવિએ જોસભેર ઉલટભેર કીધું. નર્મદાશંકરની બુદ્ધિ સર્વગ્રાહી હતી તે વિશે કશો સંશય નથી. સર્વ પ્રદેશમા નીડરપણે ઘુમનાર આ વિરલ નરે પ્રત્યેકમા પોતાનું તેજ ઝળકાવ્યું છે, પણ કોઈમા પણ એવી ઉત્કૃષ્ટતા મેળવી નથી કે જેથી એનું તદ્દેશીય લખાણ અમર થાય. રા. રા નવલરામ, દલપતરામને નર્મદાશંકરનો શૈલીભેદ બતાવી બન્નેને સમાન ગણવા લલચાય છે. બુદ્ધિબળમા તો બે સમાન નથીજ, નર્મદાશંકરનું મન આરસી જેવુ હતું જેમાં તે સમયની સારી નઠારી સર્વ પ્રવૃત્તિનુ યથાર્થ પ્રતિબિમ્બ પડયું છે. માટેજ એને સમયમૂર્તિ નામ નવલરામે આપ્યું છે. પોતાના સમયની સંસાર સ્થિતિ યથાર્થ અવલોકવાની, તે રંગે રંગાવાની ને તે બરાબર ચિતરવાની શકિત અલબત અસાધારણ છે. તે માટેજ બુદ્ધિબળમા નર્મદાશંકર દલપતરામથી ચઢે. પરંતુ કાવ્યપ્રદેશમા દલપતરામે પોતે પસંદ કરેલી શૈલીમાં ઘણું કૌશલ્ય દાખવ્યું જ્યારે નર્મદાશંકરે પોતાનું સમગ્ર બળ હૃદયગીત ગાવામાં વાપર્યું હોય એમ જણાતું નથી. નર્મદા-

શકરે માત્ર નવી ગુજરાતને માર્ગ બતાવવા વિવિધ સ્થળે પાયો નાંખી બાકીનું ચણતર ભવિષ્યની પ્રજાને માટે રહેવા દીધું છે. આથી ન્હાના દીવાનું ઝળહળતું તેજ મ્હોટા પણ ઝાંખા બળતા દીવાની બરાબરી કરતું જણાય છે. કવિ દલપતરામને અંગ્રેજી રાજ્યથી દેશને લાભ થશે એવી આસ્થા હતી તેથી તે વાતનો પ્રચાર કરવા તરફ એમનું લક્ષ હતું. બદલાતા જમાનામા લોકોને ઉકેલવાના અનેક મહાન્ પ્રશ્નો એમણે યથાશક્તિ યથામતિ પોતાના કાળમાં ચર્ચ્યા છે.

આ સ્થળે એટલુ પણ ક્‌હેવું ઉચિત છે કે નર્મદાશંકર કે દલપતરામ ગુજરાતના જુના મહાકવિઓની તો બરાબરી કરી શકેજ નહિ. નવીનતા માત્રથીજ લોભાયલા અથવા જુના કવિઓના રસમંદિરમાં પ્રવેશ કરવા અપ્રવૃત્ત કે અસમર્થ જનો ગમે તેમ ક્‌હે પણ પ્રેમાનંદ, દયારામ, શામળ કે નરસિંહ મ્હેતાના જેટલા આ કવિયુગલ લોકપ્રિય નથી. વિદ્વાન વર્ગમાં "નર્મ કવિતા" ને "દલપત કાવ્ય" વાચનારા ઓછા થતા જાય છે. કારણ માત્ર એટલુજ કે બેમાથી એક પણ કવિએ અમર થાય એવો એક પણ અપ્રતિમ ગ્રંથ લખ્યો નથી. જે લખ્યું છે તે છુટું છવાયું, પ્રાસંગિક ને તત્સમયાનુકૂળ છે. છુટક છુટક વખતે કંઈ ઉત્તમ નમુના મળી આવે છે. બન્નેનાં કાવ્યોમાથી ભવિષ્યકાળને માટે સંઘરવા લાયક રત્નો નર્મદાશકરમાથી કદાચ વધારે નીકળે.

આ બે કવિઓ વિશે લખતાં ઇંગ્લાંડના બે સમકાલીન કવિઓ વૉલર ને ડેનહામ યાદ આવે છે. ડ્રાઇડન ને પોપે અંગ્રેજી ભાષાને જનમોહક સ્વરૂપ આપી વિવિધ સુદર કાવ્યોથી શણગારી ત્યાર પ્‍હેલાં આ કવિયુગલે જુના લેખકો કરતાં નવીજ શૈલી ને નવીજ પદ્ધતિ પકડી માર્ગદર્શક પ્રયાસ કર્યા હતા. વૉલર ત્‍હેના વખતમાં ઘણોજ પ્રખ્યાત હતો ને મહાકવિઓમા એની ગણના થઇ હતી. સરળ ગદ્ય લખવાની શરૂઆત પણ વૉલરેજ કરી હતી. એ શૈલીમા એના અનુયાયીઓ ઘણા સમર્થ નીવડયાથી એની કીર્તિ ઝાંખી પડી છે ને હવે માત્ર ત્‍હેની કવિતાના કોઇ કોઇ ફકરા જ વંચાય છે. ડેનહામની પણ એજ દશા થઇ છે પણ એના કાવ્યોમાંથી ઉત્તમ નમુના થોડા જડે છે. એની કીર્તિનો આધાર

મુખ્યત્વે કરી ટેમ્ઝ નદીનાપર લખેલી ચાર લીટીપર રહેલો છે. દલપતરામના કાવ્યોમાથી ઉત્તમ કવિતાના નમુના કોઈ કોઇ વખતે જડે છે. દાખલા તરીકે:—

### ઉપજાતિ.

અરે ન કીધા ફુલ કેમ આગે ?
કર્યા વળી કંટક શા ગુલાબે ?
સુલોચનાને શિર અંધ સ્વામી
અરે વિધાતા ! તુજ કૃત્ય ખામી.

પરદેશીય પરજાતીય પ્રજાના કવિઓ સાથેના સરખામણી બરોબર બધબેસતી હોવી ધણી કઠિન, લગભગ અશક્યજ. અત્રે માત્ર સાધારણ મળતાપણુજ સૂચવ્યુ છે.

### આધુનિક લેખકો.

દલપતશૈલી, સભારજનીમા અતિ ચાતુર્યનો ખપ હોવાથી એ ક્ષેત્રમાં રા. દલપતરામના અનુયાયીઓ ઝાઝા ફતેહમંદ નીવડયા નથી. કવિ નર્મદાશંકરના બે મુખ્ય શિષ્યો સવિતાનારાયણ ને વિજયાશંકરે ત્હેમની શૈલીને અનુસરી કેટલુંક લખ્યું છે. કવિ નર્મદના જીવનલેખક ગુજરાતના પ્હેલા સમર્થ ટીકાકાર રા. રા. નવલરામ લક્ષ્મીરામે "બાળલગ્ન બત્રિસી" અને 'બાળ ગરબાવળી" રચી સરળ ને સાદા કાવ્યોના કેટલાક ઉત્તમ નમુના સાહિત્યમાં ઉમેર્યા છે. તત્વવિદ્યા અને ગૂઢ વિદ્યાઓમા મચી રહેલા વિદ્વદ્વર મણિલાલ નભુભાઇએ પણ કેટલીક સુદર કવિતા લખી છે. એમણે સંસ્કૃત ભેગી ફારસીની મીઠાસ ગુજરાતી કવિતામા લાવવાનો કંઇક સફળ પ્રયત્ન કર્યો છે. આવી રીતે ફારસી ગઝલની મીઠાસ અને ત્હેનો જોસ ગુજરાતી કવિતામા આણવાનુ માન રા રા. બાળાશંકર ઉલ્લાસરામ કંથારીઆને ઘટે છે. રા. કેશવલાલ હરિરામ ભટે "કેશવ કૃતિ" નામનો એક કવિતાનો ગ્રંથ લખ્યો છે, ત્હેની ભાષા સાદી અને સરળ છે. રા બુલાખીરામ આદિ લેખકોએ પણ કવિતાક્ષેત્રમા પ્રશંસનીય પ્રયાસ કર્યા છે

રા. રા. ભીમરાવ ભોળાનાથને હરિલાલ હર્ષદરાય ધ્રુવમા હાલ પ્રચલિત નવીન શૈલીના બીજાંકુર દૃષ્ટિએ પડે છે. રા. રા. હરિલાલની કવિતા ખરા હૃદયના જોસ્સાની છે. ભાષા સાધારણ

રીતે સુંદર છે; પણ પ્રસંગોપાત ક્લિષ્ટ થઇ જાય છે. અજ્ઞાત પણ લાયક લેખકોને ઉત્તેજન આપનાર એમના જેવા થોડા હોય છે. સાક્ષરવર રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની ભાષાંતર કરવાની કલા અનુપમ છે. "ગીત ગોવિંદ" ના એમના ભાષાંતરને માટે એમ કહેવાય છે કે કદાપિ મૂળ ગ્રંથ સંસ્કૃતમાં છે એ વાત વિસારે પડે તો મૂળ કીયો ને ભાષાંતર કીયું એ નિર્ણય કરવાનું કામ ઘણું કઠણ થઈ પડે "અમરૂશતક" ના ભાષાંતરમાં પણ સંસ્કૃતની ઘણી ખરી ખુબીઓ આવી છે. "મુદ્રારાક્ષસ" નું ભાષાતર વિદ્વાનોમાં માન્ય થાય તેમજ જનસમાજને અનુકૂળ પડે તેવું શુદ્ધ ને સુંદર છે.

રા. રા દોલતરામ કૃપારામ પંડયા સાંસ્કૃતિક શૈલીના સમર્થ રક્ષકને અનુયાયી છે. "કુસુમાવલી" નામની એમની નવલકથા ગુજરાતની "કાદમ્બરી" છે. "ઇંદ્રજીત વધ કાવ્ય" મા પણ સંસ્કૃત મહાકાવ્યોના ઘણાખરા ગુણો છે. "સુમન ગુચ્છ" એ ન્હાનાં ન્હાના સુદર કાવ્યખંડોનો રસિક સમુદાય છે.

પારસી લેખકો પૈકી પણ કેટલોક ભાગ શિષ્ટ ગુજરાતી લખવા તરફ વળતો જાય છે. મી. મલબારી જુની શૈલીના પણ શુદ્ધ ગુજરાતી લેખક છે. દમણના રહીશ મી. અરદેશર ફરામજી ખબરદાર પોતાની શિષ્ટ ગુજરાતી લખવાની ચમત્કારિક શક્તિથી ગુજરાતના સાક્ષર વર્ગમા પ્રવેશ પામી ચુકયા છે. મી. ખબરદારના "કાવ્ય રસિકા" ને "વિલાસિકા" તેમજ "પ્રકાશિકા" નામે ત્રણ પુસ્તકો પ્રગટ થયા છે. ત્હેમાંના કેટલાક કાવ્યો નવીન શૈલીની શ્રેષ્ઠ કૃતિઓની તોલે મુકાય તેવા છે. સ્વદેશહિતચિંતક દાદાભાઈ નવરોજજીના આવાગમન વિશે ને સાક્ષરમણિ ગોવર્ધનરામભાઈના અવસાનપર લખેલી એમની કવિતા ઘણી સુદર છે. હાલના પદ્યલેખકોમા મી. ખબરદારને ઘણું ઉન્નત સ્થાન આપવુ જોઇએ.

રા રા. નરસિંહરાવ ભોળાનાથ નવી શૈલીના પ્રમુખ છે. રા. રા. ભોળાનાથ સારાભાઇએ "પ્રાર્થના માળા" વિગેરેથી ગુજરાતી ભાષામાં જે કોમળતા, મધુરતા વિગેરે તત્વો દાખલ કર્યા તે એમના પુત્રમાં વિશેષ દીપી નીકળ્યાં શેલી, કીટ્સ ને વર્ડ્ઝ

વર્થનાં જેવાં કાવ્યોપર ગુજરાતીઓની પ્રીતિ કરાવવાના નમ્ર ઉદ્દેશથી એમણે જે "કુસુમ માળા" નામનો ન્હાનકડો ગ્રંથ બ્હાર પાડયો તેણે ગુજરાતના અંગ્રેજી ભણેલા વર્ગના મ્હોટા ભાગનું ચિત્ત આકર્ષ્યું છે. "હૃદયવીણા" નામનું એમનું બીજું પુસ્તક પણ એજ પ્રકારનું છે. સૃષ્ટિસૌંદર્યના વર્ણનની ગુજરાતી કવિતામાં મ્હોટી ખોટ હતી તે પુરી પાડવા આવા પ્રયત્નની જરૂર હતી. ગયા જમાનાના અંગ્રેજ કવિઓની ખુબી બતાવવામા રા. રા. નરસિંહરાવે ઘણી ફતેહ મેળવી છે. ગુજરાતી ભાષા હજી જોઇએ તેવી ખેડાયલી નહિ હોવાથી આ નવા વિચારોને માટે નવા શબ્દ જડવા મુશ્કેલ પડે છે, તેથી ભાષા કોઇવાર શ્રમસાધિત જણાય છે.

"સ્નેહમુદ્રા," "સરસ્વતીચંદ્ર," "લીલાવતી જીવનકલા" આદિના કર્તા પ્રખ્યાત સાક્ષર શિરોમણિ ગોવર્ધનરામભાઇએ ગુર્જર સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી છે. અભણ, વિદ્વાન સર્વ વર્ગના પર "સરસ્વતીચંદ્ર"ની છાપ પડી છે આ યુગમાં સાહિત્ય પ્રવૃત્તિનો વેગ ઉછળતો ચાલ્યો જાય છે મુંબઇની યુનીવર્સીટીને સ્થપાયાને હજી તો ત્રીશ વર્ષ થયા નહિ એટલામા "સરસ્વતીચંદ્ર" જેવો અપ્રતિમ ગ્રંથ રચાયો એજ એ પ્રવૃત્તિનું સબળ દૃષ્ટાંત છે. ઓછામા ઓછાં ૫૦ વર્ષ સુધી રા. ગોવર્ધનરામના વિચારની અસર ગુજરાતપર રહેશે. આ સમર્થ વિચારકે જુના ને નવા વિચારની સુદૃઢ સંધિ કરાવી છે, અને કંઇ કંઈ ઉચ્ચ આશયો ખડાં કર્યાં છે. "સરસ્વતીચંદ્ર" મા નવલકથાનો અંશ જોઈએ તેથી ઓછો છે. પ્હેલો ભાગ નવલ કથા છે, બીજો કુટુંબ કથા છે; ત્રીજો રાજ્ય કથા છે, ચોથો જ્ઞાન કથા છે, "સરસ્વતીચંદ્ર" એ લેખકના વિચારનું મહાન પ્રદર્શન છે, જેમાથી પ્રત્યેક વ્યક્તિને રૂચતા પદાર્થ મળી આવે છે. "સ્નેહમુદ્રા" એ સદ્ગત મહાત્માની ઉચ્ચતમ ભાવનાઓનો ભંડાર છે. કાળક્રમે રા ગોવર્ધનરામનું નામ અને એમના લેખ કદાપિ ભુલાય, પણ જે વેગભર્યો ઉત્સાહ એમણે નવી પ્રજામા પ્રેર્યો છે ત્હેની અસર ચિરકાળ રહેશે. એમના અવસાન વેળા જે શોકભર્યો ઉદ્ગાર સમસ્ત ગુજરાતમાથી નીકળ્યો તેજ એમની કીર્તિનો અમર સ્થંભ છે. "વસંત" ને "સમાલોચકે" પ્રગટ કરેલા બે પુસ્તકોમા ભિન્ન ભિન્ન લેખકોને

હાથે આ યશસ્વી નરના ઉદાર ચરિતની યોગ્ય પ્રશંસા થઇ છે. માન્યવર ગોવર્ધનરામભાઈના અવસાનથી જે ખોટ ગુજરાતને ગઇ છે તે લાંબે કાળે પણ પુરાવી કઠણ છે.

કવિ દલપતરામના પુત્ર રા. ન્હાનાલાલે " કેટલાક કાવ્યો " તથા " વસન્તોત્સવ " નામે બે ન્હાના પુસ્તકો પ્રગટ કર્યાં છે. એમાં નવી શૈલીથી પણ નવીનતર પદ્ધતિ પકડી રા. ન્હાનાલાલ ગદ્યાત્મક પદ્ય લખવાનો પ્રયાસ કરે છે. એમના વિચાર કેટલાક અતિ ગહન છે, જો કે શબ્દશોધન કંઇક અંશે સારૂ ન હોવાથી ઠેકાણે ઠેકાણે કાવ્યની રસિકતામાં ન્યુનતા આવી જાય છે, છતાં એમનાં કાવ્યોમાં શુદ્ધ કવિતાના ચમકાર ઘણી વેળા દૃષ્ટિગોચર થાય છે. ' વીરની વિદાય, ' ને ' ફૂલડા કટોરી ' એમના ઉત્તમ પ્રતિના કાવ્યના નમુના છે.

વળી નવી શૈલીના અનુયાયીઓમાં ' કેકારવ ' ના કર્તા કલાપી અગ્રણી છે. મનુષ્ય હૃદયની વૃત્તિઓ આલેખવામા કલાપી ક્હેતાં લાઠીના સ્વર્ગસ્થ ઠાકોરસાહેબ શ્રી સુરસિંહજીએ સફળ પ્રયત્ન આદર્યો છે. કલાપીની કેટલીક કવિતા ઘણી દર્દભરી ને ભાવાત્મક છે. શુદ્ધ કવિત્વના કેટલાક ઉચ્ચ ગુણો એમનામા ઘણા વિકાસ પામ્યા છે. આ નવી શૈલીમા આપણી પુરાણકથાઓમાંથી વસ્તુ લઇ નવી ઢબની કવિતા રચવાના ઘણા પ્રયત્ન થયા છે ને થાય છે. રા. રા મણિશંકર રત્નજી ભટ્ટે ' કાન્ત ' નામથી સુંદર સંગીત કવિતા ને કેટલાક ખંડ કાવ્ય લખ્યાં છે. એ શીવાય લલિત, મકરન્દ, ભ્રમર, અરવિન્દ, જટિલ, સુમન્ત, સેહેની, એવા એવા ઉપનામથી કેટલાક રસિકજનો કવિતાક્ષેત્રમાં વિહરે છે. એમાના ઘણાખરાની કવિતા છુટીછવાઈ માસિકોમાં છપાયલી માલમ પડે છે.

ઉપર મુજબ આ નવીન પ્રવૃત્તિના યુગમા એક વિદ્વાન અને ઉત્સાહી લેખકગણ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાના કાર્યમાં સમર્થ પ્રયાસ કરી રહ્યો છે અને આશા રૂહે છે કે કાળક્રમે એમની કૃતિ ગુજરાતના વાંચકવૃન્દને આનંદદાયી થઈ પડશે. આ યુગના સમસ્ત લેખકોની કાવ્યકૃતિના ગુણ દોષનું સવિસ્તર વિવેચન કરવું એ એક અતિ રસિક વિષય હોવા છતા સ્થળ સંકોચને લીધે ત્હેમનું નિરીક્ષણ અત્રે કરવું ઉચિત ધાર્યું નથી.

ગુજરાતી કવિતાની હાલ આ સ્થિતિ છે. નિશાળો, કોલેજો, વર્તમાનપત્રો, માસિકો, ને પુસ્તકો દ્વારા ગુજરાત ધીમે ધીમે કેળવાતું જાય છે; ને જેમ કેળવાયલા લોકની સંખ્યા વધતી જાય છે તેમ સાધારણ જનસમાજને અનુકૂળ પડે એવી સુંદર મોહક ભાષાની આવશ્યકતા છે. ભાષાને જનમોહક સાહિત્યસ્વરૂપ આપ્યા વિના વર્ડ્ઝવર્થ, શેલી, આદિ કવિઓની ખુબીઓ સંપૂર્ણપણે ગુજરાતીમાં આવી શકે એ વિશે સદેહ રહે છે. ડ્રાઇડન, પોપ, ગોલ્ડસ્મીથ, સ્વીફ્ટ, ને એડીસન વિગેરે લેખકોએ ભાષાને કેળવી તો બાયરન, વર્ડ્ઝવર્થ, જેવા મહાકવિઓ ફાવ્યા. ગુજરાતી ભાષામા જુના વખતમા સમર્થ કવિઓ થઇ ગયા છે. પણ તે વખતની ભાષા આપણા વિસ્તૃત વ્યવહારને માટે બસ નથી; માટે પ્રથમ ભાષા ખેડાવી જોઈએ છે અને ભાષાને કેળવવાને ડ્રાઇડન ને પોપ જેવા કવિઓની ગુજરાતને જરૂર છે.

હાલ જે જુની નવી વિદ્યાનું દોહન થાય છે ત્હેને પરિણામે થોડા કાળમાં કોઇ મહાકવિ થશે એવી વકી રખાય છે અને એ મહાકવિના કાવ્યમા નવી અને જુની શૈલીનું અદ્‌ભૂત મિશ્રણ થવાનો સંભવ છે. આર્યપ્રજામા રહેલા જુના સંસ્કાર એવા સુદૃઢ છે કે પાશ્ચાત્ય પદ્ધતિના અનુકરણરૂપ કવિતા લોકને એકદમ રૂચિકર થતી નથી. પ્રથમ વર્ગના મહાકવિઓના કાવ્યો લોકપ્રિય હોય છે ને હોવાંજ જોઇએ. સાધારણ ભણેલા માણસના હૃદયમાથી રસઝરણ ઉત્પન્ન કરવા અસમર્થ કવિ મહાકવિના નામને યોગ્ય ગણાતો નથી. મહાકવિ સાક્ષર, નિરક્ષર, સર્વ જનોને બોધે છે, ઉત્તેજે છે, સંસ્કારે છે. અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, સર્વે પ્રદેશનાં પુષ્પોમાથી મધુ ચુસી પોતાના મધપુડાનો વૈભવ વધારનાર કોઈ કવિવર થોડા સમયમાં ગુજરાતને ગજાવશે એ કાન્તની આશા હરિ પુરી પાડો !

છેવટે એટલી પ્રાર્થના કરી વિરમીશુ કે

અનુષ્ટુપ્.

**રસાળી ગુર્જરી ત્હારૂં, સાહિત્યતરૂ ફાલીને**
**પત્રો પુષ્પો ફલો ચારૂ, પંકાઓ પૃથિવી વિશે.**

# ખંડ ૨ જો.

## ગદ્યવિકાસ.

દરેક સાહિત્યના ઉષાકાળમાં કાવ્ય રચાય છે તેમ આપણા દેશમાં ઋગ્વેદ જન્મ પામ્યો. ત્યારબાદ બ્રાહ્મણોનું ગદ્ય લખાયું. કવિતાની સાથે છુટું છવાયું ગદ્ય લખાતું ચાલ્યુ. બુદ્ધ અને મહાવીરના ધર્મ પ્રસરવાથી સંસ્કૃતને બદલે પ્રાકૃત ભાષાઓને ઉત્તેજન મળવા લાગ્યું. સંસ્કૃતમાં સૂત્રો લખવાનો માર્ગ અખત્યાર થયલો હોવાથી ગદ્યનો વિકાસ થયો નહિ. બૌદ્ધોના ગ્રંથો પાલીમા લખાવા માંડયા તેમ ઉપાસકોના શિલાલેખ પણ એજ ભાષામા છેદવામાં આવતા, મૌર્ય રાજરાજેશ્વર દેવાનાં પ્રિય પ્રિયદર્શી અશોકના શાસનોમાં એ ભાષામાં લખાયલું ગદ્ય છે; તે સાક્ષરોનું કે સાહિત્યકારોનું નહિ, પણ ધર્મિષ્ઠ રાજન્યના ફરમાનનું ગદ્ય છે. મૌર્ય સામ્રાજ્યને ઠેકાણે આવનાર આંધ્રભૃત્યો, કુશાનો, ક્ષત્રપો, આદિના શિલાલેખો અને તામ્રશાસનોમા પણ એજ રીત ચાલુ રહી. કવચિત કવચિત કવિની કલમથી લખાયલી બાની સલાટોને કોતરવી પડતી.

ઉજ્જયનીના પાયતખ્તે વિરાજી એક તરફ મથુરાં, બીજી તરફ પાટલિપુત્ર, ત્રીજી તરફ પ્રતિષ્ઠાન, અને ચોથી તરફ ભરૂચ લગી પોતાનો અમલ વિસ્તારતા ક્ષત્રપોના જમાનામાં પ્રાકૃત ભાષાઓને બદલે સંસ્કૃતને રાજ્યાશ્રય મળવા લાગ્યો ત્યારથી તે આજદિન લગી એ ભાષાનું સાહિત્ય અનેક વિધ ફુલીફાલી રહ્યું છે. વાસવદત્તા, કાદમ્બરી, શ્રીહર્ષચરિત, દશકુમારચરિત, અને એવા અસંખ્ય ગદ્ય ગ્રંથો એ ભાષામાં રચાયા. શુધ્ધ, સરળ, સ્વાભાવિક ગદ્ય–મહા સંસ્કૃતના કાળનું કે પાલિના જમાનાનું–તો નાશજ પામ્યું. ત્હેને બદલે આલંકારિક ગદ્ય પ્રચારમાં આવ્યુ. ગદ્યને પણ પદ્યનોજ વિભાગ લેખવામા આવતો હતો, એટલે ઉક્ત પરિણામ આવેજ.

ગુજરાતી સાહિત્ય સાથેજ આપણને નીસ્બત હોવાથી આખા હિંદુસ્તાનમાં નજર નાંખવાને બદલે ગુજરાતમાં આવીશું. વલ્લભીના મૈત્રકો, ભિન્નમાળના ગુર્જરો, લાટના ગુર્જરો અને ચાલુક્યો પોતાની રૈયત સારૂ તેમજ કામકાજ ચલાવવા, ગદ્યમા ફરમાન કહાડતા. અફસોસની વાત છે કે તે જમાનાના દરબારી દફતરો કાળના ભક્ષણમાંથી બચવા પામ્યાં નથી.

અણહિલપુરના સોલંકીઓના છત્ર નીચે અપભ્રંશ ભાષામાં સાહિત્ય રચાઈ ઉત્તેજન પામ્યુ. તે વખતે વિશિષ્ટ ગદ્ય લખાયુ હોય એવું જાણવામા નથી. રાજવહીવટનું કામકાજ, ખતો, તામ્રશાસન, ટબા વગેરે તે જમાનાના ગદ્યના નમુના તરીકે મળી આવ્યા નથી એટલે વિશેષ કહેવાપણું રહેતું નથી.

તોપણ ત્યારપછીના કાળની કેટલીક વાર્તાઓ હાથ આવી છે અને ગુજરાતશાળાપત્રમા છપાઇ છે. નરસિંહ મ્હેતાના જમાનામા ગદ્યની કદર તદ્દન નાબુદ થઇ ગઇ હતી. મુસલમાની સલતનત સ્થપાવાથી ફારસીનો ઉપયોગ વધ્યો હશે એટલે દેશજ ગદ્ય લખવાની દરકાર ઓછી થયેલી. ગદ્ય લખવું એટલું બધુ અનુપયોગી અને નિકૃષ્ટ લેખાતું હશે કે ભાલણે ગદ્ય કાદમ્બરી પદ્યમા ઉતારી અને એના દીકરા ભીમે પ્રબોધચંદ્રોદય નાટક પણ આખ્યાનમા ફેરવી દીધું.

શામળપ્રેમાનંદના સમયમા ઉતારાયલા પંચતંત્રના ગુજરાતી ભાષાંતરમાં તે વખતના અને તે અગાઉના ગદ્યનો નમુનો મળી આવ્યો છે.

" ત્યાહા ગુણનીધ્યાંન નામે રાજા છિ તેને ૧૦૦ પુત્ર હવા. રાજા પુત્રને ભણાવિવાનું ઉપાય ઘણું કરી પણ જે ભણાવેં તેહનેં મારીનેં સઘલા ઘરિઆવ્યા ॥ પછિ રાજા ચ્યંતાતુર થયો ॥ તારિ પ્રધાનિ પૂછ્યું સ્વામી તુંન્હે સી ચિંતા છેં ॥ વલતુ રાજાઇ કહુ ॥ પ્રધાન મૂનેહું મોટી ચંતા છે ॥ વલતૂં રાજાઇ કહું ॥ જે સઘલા જ મુર્ષ પૂત્ર ॥ જેહના પૂત્ર મૂર્ષ હોઅિં ॥ તે પુરૂષ વાઝીયુ ચારુ ॥ પણ મુર્ષ પુત્રથી તો એકુ અર્થ ના સરઇ ॥ '

તે વખતના વ્યાકરણ, જોડણી આદિ બતાવતો, પુરાણીઓ-

ની ભાષા જેવી ભાષામાં લખાયલો ઉપર ઉતારેલો ફકરો છે.

પ્રેમાનંદના નાટકો સંબંધી ઉત્પન્ન થયેલા સંદેહ હજુ એમના એમ ઉભા છે ત્યાંસુધી એની ભાષા વિષે ચર્ચા કરવી ઉચિત નથી. સંસ્કૃત નમુના પ્રમાણે લખાયલા નાટકોમા સંસ્કૃત શબ્દોનો સંભાર અને સંસ્કૃત ગદ્યના ગુણદોષ આવેલા છે. ભાષાના રૂધિર માંસમા સંસ્કૃત પચી ગયલુ લાગતું નથી.

ત્યારપછી સહજાનંદ સ્વામીના વચનામૃતમાં ગ્રામ્યતા અને પુરાણીઓની પદ્ધતિના પાસવાળી, સરળને સ્વાભાવિક ભાષા મળી આવે છે. સંસ્કૃત શીલસુરીના શબ્દો અખાધીરા જેવાની કવિતાની માફક વચનામૃતમા એક રસ થઈ ગયા છે. દયારામનાં મ્હોઢે ઉતરાવેલા કથનો વિશે પણ આવુંજ વિવેચન થઈ શકે એમ છે.

અંગ્રેજી સત્તા જામતાં લોકભાષાઓને ઉત્તેજન મળવા લાગ્યું. છાપખાનાને લીધે વર્તમાનપત્રો લોકભાષામાં નીકળવા લાગ્યાં. ગદ્યદ્વારા જુદા જુદા ભાવો, વિચારો, લાગણીઓ દર્શાવવાની શરૂઆત થઇ. શિક્ષણની સરળતા માટે ઇ૦ સ૦ ૧૮૨૬ કે ૧૮૨૮માં ગુજરાતી નિશાળો સ્થપાઈ ત્યારે લીપીધારા, ઇસપનીતિ, બાળમિત્ર વિગેરે પુસ્તકો સરકાર તરફથી તૈયાર કરાવવામા આવ્યાં. ઇ. સ. ૧૮૪૮ મા અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઇ. તેણે "બુદ્ધિપ્રકાશ" નામનું માસિક અને 'બુધવારીયુ, નામનું સાપ્તાહિક ચોપાનીઉ કહાડવા માડયુ

ઇ૦ સ૦ ૧૮૫૦ માં કવિ દલપતરામે ભૂતનિબન્ધ લખ્યો. ઇ૦ સ૦ ૧૮૫૫ થી કવિ નર્મદાશંકરે લખવા માંડયુ. આ અરસામા મુંબઇમાં પારસીઓનું લખાણ અને બીજા મુંબઈગરા ગુજરાતીઓનું લખાણ લખાયુ જતું હતું. સુરત, મુંબઈ અને અમદાવાદમાં ગુજરાતી ગદ્યની શરૂઆત થઇ. ભાષા સરળ પણ નબળી, પોચી લખાતી. ઇ૦ સ૦ ૧૮૪૨—૪૩ માં લખાયલા દુર્ગારામ મ્હેતાજીના માનવધર્મસભાના દફતરની ભાષા, કરસનદાસ મુળજીની ભાષા પણ આવી જ હતી.

ઇ૦ સ૦ ૧૮૫૮ માં હોપ સાહેબની દેખરેખ નીચે વાચનમાળા રચાઇ. અમદાવાદ, સુરત અને ભરૂચના લેખકોએ મળી એ

રચી. એમની ભાષા ' શુદ્ધ, સરળ, સ્વચ્છ પાણી જેવી, પણ પોચી, નબળી, દમ વગરની, ભાષાના મરોડ કે છટા વિનાની ' હતી. આ વાંચનમાળાની ભાષાની અસર પછીના ગુજરાતી ગદ્ય ઉપર સ્પષ્ટ અંકાઇ છે.

દલપતરામ કાવ્યોની સાથે ગદ્ય લખ્યા જતા હતા. એમની ભાષામાં એમનું રેલપણું છે. બાકી વિશેષ ચમત્કાર નથી. કવિ નર્મદની બાનીમા તેથી ઉલટું નવુ જોસ, ઉત્સાહ, મરોડ, છટા, પગલે પગલે જણાય છે. કવિતાની ભાષા કરતા ગદ્યની ભાષા વધારે ઠરેલી અને પટ્ટ લાગેછે. તોપણ એની ભાષા ઘણી વખત ખડબચડી હોય છે કે હલકાવેડાથી દુષ્ટિત થાય છે. એની ગદ્ય શૈલિના ત્રણ અવતાર થયા હતા. ભાષણો કરવા નિબન્ધો લખી ગદ્ય લખાણની કવિએ શરૂઆત કરી હતી રા. હીંમતલાલ અંજારિઆને મતે આ પ્રારંભના લખાણોની ભાષા ઉન્માદ, ઉત્સાહ, અને જુસ્સાવાળી છે. સચોટતા, અનુકંપા ઉત્પન્ન કરવાની શક્તિ. અંતર્ભાવ જગાડી સર્વને પોતાની પાછળ જ દોરી જવાની શક્તિ કહેણ વિજય, સાંભળતા વાચતા વેત જ સજ્જડ છાપ પાડી દે તેવી પ્રતિભા, અને આ સર્વની સાથે સરળતા, [illegible] ગુણોથી ભરેલી છે.

ની ભાષા જેવી ભાષામાં લખાયલો ઉપર ઉતારેલો ફકરો છે.

પ્રેમાનંદના નાટકો સંબંધી ઉત્પન્ન થયેલા સંદેહ હજુ એમના એમ ઉભા છે ત્યાંસુધી એની ભાષા વિષે ચર્ચા કરવી ઉચિત નથી. સંસ્કૃત નમુના પ્રમાણે લખાયલા નાટકોમાં સંસ્કૃત શબ્દોનો સંભાર અને સંસ્કૃત ગદ્યના ગુણદોષ આવેલા છે. ભાષાના રૂધિર માંસમા સંસ્કૃત પચી ગયલુ લાગતું નથી.

ત્યારપછી સહજાનંદ સ્વામીના વચનામૃતમાં ગ્રામ્યતા અને પુરાણીઓની પદ્ધતિના પાસવાળી, સરળને સ્વાભાવિક ભાષા મળી આવે છે. સંસ્કૃત શીલસુરીના શબ્દો અખાધીરા જેવાની કવિતાની માફક વચનામૃતમા એક રસ થઈ ગયા છે. દયારામનાં મ્હોઢે ઉતરાવેલા કથનો વિશે પણ આવુજ વિવેચન થઈ શકે એમ છે.

અંગ્રેજી સત્તા જામતાં લોકભાષાઓને ઉત્તેજન મળવા લાગ્યુ. છાપખાનાને લીધે વર્તમાનપત્રો લોકભાષામાં નીકળવા લાગ્યા. ગદ્યદ્વારા જુદા જુદા ભાવો, વિચારો, લાગણીઓ દર્શાવવાની શરૂઆત થઇ. શિક્ષણની સરળતા માટે ઇ૦ સ૦ ૧૮૨૬ કે ૧૮૨૮માં ગુજરાતી નિશાળો સ્થપાઈ ત્યારે લીપીધારા, ઇસપનીતિ, બાળમિત્ર વિગેરે પુસ્તકો સરકાર તરફથી તૈયાર કરાવવામાં આવ્યાં. ઇ. સ. ૧૮૪૮ માં અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઇ. તેણે “ બુદ્ધિપ્રકાશ ” નામનું માસિક અને ‘ બુધવારીયુ, નામનું સાપ્તાહિક ચોપાનીઉ કહાડવા માડયું

ઇ૦ સ૦ ૧૮૫૦ મા કવિ દલપતરામે ભૂતનિબન્ધ લખ્યો. ઈ૦ સ૦ ૧૮૫૫ થી કવિ નર્મદાશકરે લખવા માડયું આ અરસામા મુંબઇમાં પારસીઓનું લખાણ અને બીજા મુંબઈગરા ગુજરાતીઓનું લખાણ લખાયું જતું હતુ. સુરત, મુંબઈ અને અમદાવાદમાં ગુજરાતી ગદ્યની શરૂઆત થઇ. ભાષા સરળ પણ નબળી, પોચી લખાતી. ઇ૦ સ૦ ૧૮૪૨—૪૩ માં લખાયલા દુર્ગારામ મ્હેતાજીના માનવધર્મસભાના દફ્તરની ભાષા, કરસનદાસ મુળજીની ભાષા પણ આવી જ હતી.

ઈ૦ સ૦ ૧૮૫૮ માં હોપ સાહેબની દેખરેખ નીચે વાચનમાળા રચાઇ. અમદાવાદ, સુરત અને ભરૂચના લેખકોએ મળી એ

રચી. એની ભાષા 'શુદ્ધ, સરળ, સ્વચ્છ પાણી જેવી, પણ પોચી, નબળી, દમ વગરની, ભાષાના મરોડ કે છટા વિનાની ' હતી. આ વાચનમાળાની ભાષાની અસર પછીના ગુજરાતી ગદ્ય ઉપર સ્પષ્ટ અંકાઇ છે.

દલપતરામ કાવ્યોની સાથે ગદ્ય લખ્યા જતા હતા. એમની ભાષામાં એમનું ઠરેલપણું છે. બાકી વિશેષ ચમત્કાર નથી. કવિ નર્મદની બાનીમા તેથી ઉલટું નવુ જોમ, ઉત્સાહ, મરોડ, છટા, પગલે પગલે જણાય છે. કવિતાની ભાષા કરતાં ગદ્યની ભાષા વધારે ઠરેલી અને ઘટ્ટ લાગે છે. તોપણ એની ભાષા ઘણી વખત ખડબચડી હોય છે કે હલકાવેડાથી દુષિત થાય છે. એની ગદ્ય શૈલિના ત્રણ અવતાર થયા હતા ભાષણો કરવા નિબન્ધો લખી ગદ્ય લખાણની કવિએ શરૂઆત કરી હતી રા. હીંમતલાલ અંજારિઆને મતે આ પ્રારભના લખાણોની ભાષા ઉન્માદ, ઉત્સાહ, અને જુસ્સાવાળી છે. સચોટતા, અનુકંપા ઉત્પન્ન કરવાની શકિત, અંતર્ભાવ જગાડી સર્વને પોતાની પાછળ ૮ દોરી જવાનો અતિ કઠણ વિજય, સાભળતા વાંચતા વેંત જ સજ્જડ છાપ પાડી શકે તેવી પ્રતિભા, અને આ સર્વની સાથે સરળતા, સુગન્યતાના ગુણોથી ભરેલી છે.

ત્યાર પછી લખાયલા રામાયણ, મહાભારત, ઇલીઅડના સાર, રાજયરંગ આદિ વિષયોની શૈલિમા " કાંઇક પ્રૌઢિ, કાંઇક સમગ્રતા કાંઇક ગાંભીર્ય, આવતું દેખાય છે. "

છેવટે વિચારવિવર્ત થયા પછી લખાયલા ધર્મવિચાર આદિની " શૈલિ ટુંકી છે, સૂત્ર જેવી છે મિતાક્ષરી પણ ગભીર અર્થવાળી શૈલિ થઇ છે. "

તે જમાનામા સાહિત્યના બે અગો—નિબંધ અને નાટક લખવાપર સવિશેષ લક્ષ અપાતું હતું. બેશક કલાવિધાનની પીછાન બીલકુલ ન્હોતી. સંવાદોથી ભરેલી વાર્તાઓ જેવાં નાટકો લખાતાં.

સુરતી, ભરૂચી, અને અમદાવાદીઓ પોતાની કલમ ચલાવી રહ્યા હતા તેવામાં ચરોતરમા સંસ્કૃતના સંસ્કારવાળો લેખકવર્ગ જન્મ પામ્યો. મનઃસુખરામ, રણછોડભાઇ, ઝવેરીલાલ, શાસ્ત્રી

બ્રજલાલ વિગેરેનાં લખાણો વાચનમાળાના ગદ્યના ગુણ અવગુણથી ભરેલાં છે. રા. રણછોડભાઇના નાટકો કલાવિધાનમાં ને દ્રશ્ય પ્રયોગમા ચ્હડતાં નીવડયા. ભાષામાં પણ તેજ છે. મન્દ તેજ છે તો પણ ઝગઝગાટ લાગે છે.

મનઃસુખરામનાં શરૂઆતનાં લખાણો રા. રણછોડભાઇ જેવાજ હતાં પણ રફતે રફતે તેઓ સંસ્કૃતમય ગુજરાતીના ચુસ્ત હીમાયતી થયા. અને પ્રત્યયાન્તર, ભાષાંતર, ફારસી શબ્દોને બદલે સંસ્કૃત, ભાષામા વપરાતા ન હોય પણ સસ્કૃત ધાતુઓ સાથે સંબંધ હોય તેવા શબ્દોનું પ્રયોજન,* ચુસ્ત કર્મકાડી બ્રાહ્મણને જેમ બીજી ન્યાતોનો છાટો પણ ખપે નહિ તેમ પરભાષાના શબ્દથી થતી આભડછેટ, ઇત્યાદિ લક્ષણો એમના લખાણોમાં સ્પષ્ટ જણાઇ આવે છે. ક્ષત્રપો અને ગુપ્તોના સામ્રાજ્ય દરમ્યાન જુદી જુદી પ્રાકૃત ભાષાઓથી ભેદભાવ અનુભવતા ભારતવર્ષને સંસ્કૃત ( Classical Sanskrit ) સાહિત્ય અસ્તિત્વમા લાવી બ્રાહ્મણોએ એકતા આણી આપી તેવીજ રીતે આજની ભાષાઓમા સંસ્કૃત શબ્દો અને પ્રત્યયો વાપરવાથી એક ભાષા જન્મશે અને તે દ્વારા હિંદનું ઐક્ય સધાશે એવી ભાવનાથી સંસ્કૃતમય ગુજરાતીની એમણે પ્રચંડ હીમાયત કરી છે. એમના અવિરત પરિશ્રમે, એમના પ્રતિભાશાળી દાયાદોની લેખિનીને પ્રતાપે, અને વિશ્વવિદ્યાલયમા અપાતા સંસ્કૃતના શિક્ષણને લીધે તથા સંસ્કૃત શીખેલાજ લેખક થતા હોવાથી એમનો પ્રયત્ન ઘણે અંશે સફળ થયલો એમણે જોયો. પણ ભાષાને આવી રીતે કૃત્રિમ કરવાથી તે નિર્જીવ અને અચેતન બની દૂષિત થઇ. મનસુઃખરામની કૃતિમા અનુભવનો ભંડાર છે, પોતાના દેશના પ્રાચીન ગૌરવ માટે પ્રેમ છે, અને ઠરેલપણુ છે.

અમદાવાદના રાયકવાળ કવિ ગણપતરામનુ પ્રતાપ નાટક વાચનમાળાના અને નર્મદના સંમિલિત ગુણથી ભરેલુ છે. નર્મદના અવગુણથી મુક્ત છે. ભાષામાં સરળતા છે. નાટકના વસ્તુને

---

* ગ્રીક અને આરબોની વિદ્યા સંસ્કૃતમાં ઉતારતાં ત્હેમના પારિભાષિક શબ્દોને સંસ્કૃત ભાષાનું રૂપ આપવા જેવા પ્રયાસ થયા તેવો પ્રયાસ એમનો લાગે છે.

યોગ્ય ભાષા ભભકવાળી, પ્રતાપી, તેજસ્વી, ઉત્સાહી છે. અંગ્રેજી વ્યાકરણની અસર વગરની શુદ્ધ ગુજરાતી ભાષા છે.

નિબંધો અને નાટકો લખતાં લખતા વાર્તાઓ રચવાનું શરૂ થયું. એડીસનના કોવર્લી લેખો જેવાં લખાણો "સત્યપ્રકાશ" અને "ડાંડીઆ"માં લખાયલાં. નગીનદાસ તુળસીદાસ જેવા લેખકોના નાટકોમાથી ગિરધરલાલ દયાળદાસ કોઠારીની "નવી પ્રજા" જેવી વાર્તા લખાયલી. ઘણું કરીને મહીપતરામે "સાસુ વહુની લડાઈ" લખી સાંસારિક નવલકથા લખવાની શરૂઆત કરી.

ફાર્બસ અને ટોડને લીધે તથા મુંબાઈમાં ડા. ભાઉદાજી, પંડિત ભગવાનલાલ, ડા. પીટરસન, ડા. ભાંડારકર પ્રભૃતિને લીધે હિંદનો પ્રાચીન ઇતિહાસ ઉકેલાતો હતો. ઇતિહાસના અભ્યાસ તરફ લોકોનું લક્ષ દોરાયું હતું. એવામાં મી. રસલની સૂચનાથી નંદશંકરે કરણઘેલો લખ્યો. સુરતી લેખકોના સારા ગુણવાળી એમની ભાષા છે. સાથે સાથે અંગ્રેજી વ્યાકરણ, અને મુખ્યત્વે અંગ્રેજી વાકયરચનાની સ્પષ્ટ અને સબળ અસરવાળી પણ છે. જુની ગુજરાતીમાં લખાયલાં વાકયો ન્હાના હતાં. સંસ્કૃતમાં સમાસ-રચનાથી યોજન પર્યંત લંબાય એવડાં વાકયો લખી શકાય છે. પણ એ સાધન ઉપયોગમાં ન લેવાતું હોય ત્યા વાકયો ટુંકાજ રચાય. અંગ્રેજી વાકયરચનાની પદ્ધતિ સ્વીકારી, ઉભયાન્વય અ-વ્યયોની મદદથી રચેલાં લાંબા વાકયો કરણઘેલામાં દ્રષ્ટિગોચર થાય છે. કરણઘેલાની ખરી ખુબી ત્હેના વર્ણનોમા છે. વર્ણનોના કલેવરમાં સ્થળે સ્થળે ગંભીર બોધ આપતા રૂપકો યોજી દીધેલા છે, જીવનભરના વિશાળ વાંચનનો સંગ્રહ નંદશંકરે એ ગ્રંથમા ખાલી કર્યો છે. જેટલો સંસ્કૃતનો બ્હોળે હાથે ઉપયોગ કર્યો છે તેટલો નહિ પણ તેથી સ્હેજ ઓછો ફારસી શબ્દોનો પણ કર્યો છે.

ગુજરાતમાં વાર્તા લખવાનો જેવો પ્રચાર હતો તેવીજ રીતે એમણે પોતાની વાર્તા લખી છે. વસ્તુ સંવિધાનના મુખ્ય લક્ષણો એ છે. (૧) ઠેઠ શરૂઆતથી હકીકત નવલકથામાં આપવાને બદલે વચ્ચેથી અણીનો પ્રસંગ ઉપાડી વખત આવે પાછલી હકીકતનું પુર્વાનુસંધાન કરવું અને તે રીતે જીજ્ઞાસા રસ દ્રવતો કરવો, અ-થવા (૨) એક પ્રશ્ન ઉપાડી પાત્રોના જીવન આચરણથી તે ઉકેલ-

વોં અને તે પ્રશ્ન થાપતાં અને ઉકેલતાં વાંચનારની તલબ વધાર્યા જવી; એવાં લક્ષણો ઘણે અંશે એમની અને એમના અનુયાયીઓની કૃતિમાં હાજર નથી. વર્ણનો અને બનાવોની ગતિ આલેખવામાં કુશળતા વાપરી છે, પણ વસ્તુ કે પાત્રનું સંવિધાન નથી. ભૂતકાળને આબેહુબ ખડો કરવા સારી મહેનત લીધી છે. અંગ્રેજી રાજ્ય અને શિક્ષણને પ્રતાપે જન્મતા નવા વિચાર, નવી ભાવના, નવી દૃષ્ટિ વિગેરેનું આરોપણ પોતાની કથામાં કરેલું હોવાથી શુદ્ધ ઐતિહાસિક કથાની ગણનામાં કરણઘેલાને ગણી ન શકાય. ભૂતકાળમાં જ ડુબી ગયા હોય, વર્તમાન સ્હેજ પણ સ્મરણમા રહ્યો ન હોય એવું નથી. એમના અનુકરણમા મહીપતરામે વનરાજ ચાવડો અને સિદ્ધરાજ જયસિંહ, રા અનંતપ્રસાદે રાણકદેવી, એક કાઠીઆવાડી લેખકે સોરઠી સોમનાથ, વિગેરે વાર્તાઓ લખી. મહીપતરામની વાર્તાનો મૂળ ઉદ્દેશ ઐતિહાસિક કથા લખવાનો નહિ પરંતુ ઐતિહાસિક પાત્રોદ્વારા પોતાના જમાનાની ખામીઓ ખંખેરી નવા સદ્ગુણોથી પોતાની પ્રજાને અલંકૃત કરવાનો હતો. એમની ઐતિહાસિક નવલકથામાના પાત્રોનાં ઐતિહાસિક નામો બાદ કરતાં એ જાતની અને બીજી એમની સાંસારિક કથાઓના ઉદ્દેશમાં ઝાઝો ફેર નથી.

ઇતિહાસના બનાવો જે રીતે બન્યા હોય તેવાજ પ્રમાણિકતાથી વર્ણવવા; એવા વર્ણનોમાંથી માનવ ઇતિહાસ અને અનુભવ જે જે આદેશો આપે તે સાભળવા; પણ તે ઇતિહાસમાથી પોતાને રૂચતા આદેશો ક્હાડવા એ વાસ્તવ ઇતિહાસ નથી. આપણે ત્યાં કવિ નર્મદે સુરત, ગુજરાત, ઉદેપુર, અને છેવટે આખી દુનીઆના ઇતિહાસની રૂપરેખા દોરી, રા. ભગવાનલાલ સંપતરામે સૌરાષ્ટ્રનો ઇતિહાસ લખ્યો, ત્યાર પછી ઇતિહાસના સાહિત્યપર છુટાં છવાયાં ભાષાન્તરો ( જેવા કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, શ્રીમંત ગાયકવાડ સરકાર, કે ગુજરાતી પ્રેસ મારફત થયલાં તે) અને પારસીઓના પોતાના ઇતિહાસ વિશેના લેખો તથા શેઠ પુ. વિ. મ્હાવજી તરફથી મરાઠા ઇતિહાસનાં પ્રગટ થતા છુટાં છવાયાં પ્રકરણો બાદ કરતા બીલકુલ લક્ષ અપાયું નથી. એટલે શુદ્ધ ઐતિહાસિક નવલ કથાઓ રચાય નહિ એ વાસ્તવિક છે. મેડોઝ ટેલરની વાર્તાઓના

ભાષાન્તરો થયા એટલુંજ નહિ પણ રા. ઇચ્છારામે અને મી. તાલીયારખાને હેતું અનુકરણ પણ કર્યું. રા. ઇચ્છારામની 'ગંગા" માં સંસારસુધારો કરવા વિશેના પ્રશ્નો શિવાજીના જમાનામા દાખલ કરવામાં આવ્યા છે. ઇતિહાસ અને વાર્તાના બીજા અંગો તદ્દન છૂટાં પડી જાય છે. મી. તાલીયારખાનની વાર્તાઓમાં ઇતિહાસ ગૌણ થઇ નવા જમાનાને માટે યોગ્ય લાગતી સુધારણા સૂચવવાની રીત પ્રધાનપદ પામે છે. બન્નેની ભાષામાં ખાસ કંઇ નથી. સ્કોટ કે જોકાઇ-retrospective કે revolutionary-એ બન્ને ઐતિહાસિક નવલકથાકારોની રીતિ કોઇ પણ રીતે આપણે ત્યા સત્કાર પામી નથી. બાબુ બંકિમચંદ્રે જેમ બંગાળાના ઇતિહાસના મહાપ્રસંગો નવલકથામાં આલેખ્યા, મુસલમાની સામ્રાજ્યના ચિત્રો ખડા કર્યાં અને પોતાના પરાસ્ત દેશબંધુઓને સ્વદેશાભિમાન અને અત્મગૌરવની લાગણીથી ઉત્તેજીત કર્યાં તેમ ગુજરાતમાં થયું નથી. શુદ્ધ ઐતિહાસિક નવલકથા લખવાનો પ્રયત્ન "ચંદેરીનો ઘેરો" નામની વાર્તાથી રા. રામમોહનરાય દેશાઇ (સુમન્ત) એ આરંભ્યો હતો, પણ એ વાર્તા પુરી લખાઇ નથી. જે ઐતિહાસિક કથાઓ લખાઈ છે ત્હેમા ટોડના રાજસ્થાનમાં જે પ્રકારના રજપુત રજપુતાણી વર્ણવાયા છે તેવાજ પ્રકારની પાત્રઘટના, ઇતિહાસના ભિન્ન ભિન્ન યુગો અને માનવ ઇતિહાસના ફેરફારો તરફ દુર્લક્ષ કરી ઘડાઈ છે.

ઐતિહાસિક લખાણો ઉત્તેજવા, romantic પ્રદેશ, પરંપરા, અને લોકો ગુજરાતમા હયાત છે. કાઠીઆવાડના દરેકે દરેક ધાર, નેસ્ડા, કે વેકળા, સાધુતા, વીરત્વ, સ્નેહ, ઉદારતા, વફાદારી, આત્મગૌરવ, આત્મભોગથી અંકાયલા છે રાતે સીમમાં કે દિવસે ડાયરામા, કે જનાનાના અંધીયાર વાતાવરણમાં આજ પણ એ romantic spirit ગાજે છે. ત્હેમાં રસબસ થઇ હજુ સુધી કોઇએ ગુજરાતી સાહિત્યમા સ્કોટ જેવી વાર્તાઓ લખી નથી. મણિશંકર કીકાણીએ બે ત્રણ વાર્તાઓ લખેલી—ફેરામજીએ ત્રણ ચાર ભાગમા ગુજરાત કાઠીઆવાડની વાર્તાઓ સંગ્રહી પ્રસિધ્ધ કરેલી, પણ જોઇએ તેવુ કામ એ પ્રદેશમા હજુ થયુ નથી. નાટકોમા વાઘજીને લીધે તથા ફેરામજીનાં પુસ્તકોને લીધે

કુઇક એ અંશ દાખલ થયો છે પણ બીજા અસદંશને લીધે ત્હેને દુષિત થવું પડયું છે.

રા. મણિલાલ છબારામ ભટની "ગુજરાતની જુની વાર્તાઓ" નું વસ્તુ સંવિધાન સારૂં છે. શુધ્ધ ઐતિહાસિક કથા લખવા પરજ લક્ષ છે. છતાં ઇતિહાસવ્યુત્ક્રમ (anachronism) નજરે પડે છે. 'રાજયોગી'ની વાર્તા અને વલ્લભી રાજ્ય વખતના ગુજરાતના ઇતિહાસની સરખામણી કરવાથી આ ટીકા યથાર્થ લાગશે.

હવે આ કાળમાં લખાયલા નિબંધો, જીવનચરિત્રો આદિનું ત્વરિત વિહંગાવલોકન કરી લઇશું. મહીપતરામ અને મનઃસુખરામે લખેલાં જીવનચરિત્રો ખાસ ધ્યાન ખેંચે છે. નવલરામે મહીપતરામનાં લખાણોમા રહેલા દોષો બતાવ્યા હતા. ચરિત્રનાયકના જીવનનો વિકાસ ક્રમવાર બતાવવો, ત્હેનો જમાનો યથાર્થ ઉકેલવો, ત્હેના વિચાર આચારનું નિષ્પક્ષપાત પરીક્ષણ કરવું, જીવનના સર્વે બનાવો અને ઉદ્દ્ગારોનું સાચા ખોટાપણું તપાસવું, સમગ્ર જીવનમાં ત્હેમનો સંબંધ સાંકળવો અને ખરી હકીકતમાથી લતીફા (legends) દૂર રાખવા અને જે વસ્તુ લઇને ત્હેનું ચરિત્ર લખાયું હોય તે વસ્તુનો વિકાસ–ઇતિહાસમા ત્હેનું સ્થાન નિર્દિષ્ટ કરવું. ઇત્યાદિ દૃષ્ટિબિંદુઓથી કરેલું લખાણ કે વિમર્શન મહીપતરામનાં લખાણમા નથી. મનઃસુખરામે જેમ ભાષામાં કૃત્રિમતા દાખલ કરી તેમ વિષય ચર્ચવાની રીતિમાં પણ મર્યાદા બાધી. જીવનચરિત્રમાં મનુષ્યજીવનની સારી નરસી સર્વે વાતો અવલોકવાને બદલે નાયકના સદ્દ્ગુણો ઉપદેશાત્મક લખાણની ઢબમાં મ્હોટે ભાગે એમણે વર્ણવ્યા છે. મહીપતરામ કરતાં અવલોકન અને વિમર્શન કરવાની કળા સારી છે કરસનદાસનું જીવનચરિત્ર અવલોકતાં કેટલુક સારાસાર પરીક્ષણ એમણે કર્યું છે તે નવલરામના સારામાં સારા અવલોચક લેખોથી સ્હેજ પણ ઉતરતું નથી.

અમદાવાદની પ્રાર્થનાસમાજમાં ઉપદેશ કરવા લખેલાં વ્યાખ્યાનોમા ભોળાનાથની ભાષા એમના ભજનોની ભાષા જેવી જોસદાર, અંતર્વૃત્તિઓના હલમલાટથી ભરેલી નથી પણ એમની બાનીના શુધ્ધિ અને સંસ્કાર આ ઉપદેશાત્મક લખાણોમાં છે. સંસ્કૃત ભાષાનો પ્રભાવ એમની ભાષામા એકરસ થઇ ગયો છે. એ

આની ભીમરાવ પાસે ઉડવાના ફાંફાં મારતી, ઉછળતા વિચારો દર્શાવતાં કિલષ્ટ થતી, રા. નરસિંહરાવમાં સરળ, સ્પષ્ટ, મૃદુ, અને વિશેષ સંસ્કારી તથા મોહક બની, અને ત્હેના કાવ્યોના પ્રસારણની સાથે નવી ગુજરાતી કવિતાની ભાષા ઘડવામા ઘણે અંશે સહાયભૂત થઇ.

કેળવણીથી નવાં જીવંત સાહિત્ય અને પ્રજાજીવન સાથે થયલા સંઘટ્ટન, યુગયુગની નિદ્રાનું ઉડી જવું, વિગેરે કારણોને લીધે જે તનમનાટ, ઉત્સાહ, આવેશ, અને આગ્રહ પ્રજામા જાગ્યાં હતા ત્હેને ધીરજ, અનુભવ, જ્ઞાન, અને ડહાપણથી વિલોકનારની જરૂર હતી. સુરતમાંજ નવી શક્તિથી પ્રેરાયલા ઉદ્દામ લેખકો થયા હતા. એમની કૃતિ અને વિચારણાનો પરીક્ષક પણ ત્યાંથીજ નીકળ્યો. નવલરામની ભાષા એમના સમયની સર્વોત્તમ ભાષા છે. ભાષામા પ્રૌઢિ, શુધ્ધિ, મરોડ, છટા, ગાભીર્ય, જોસ છે, છતા આડંબર નહિ. તે વખતની પ્રવૃત્તિ—વિચારણામાંથી એમણે સાર ખેંચી આપ્યો છે તેમજ તે વખતના લખાણોની શૈલિના સારરૂપ એમની શૈલિ અને ભાષા છે. એમણે ગુજરાતી ગદ્યને મોહક, ઉલ્લાસ ભર્યું, ને આકર્ષક બનાવ્યું છે. " ત્હેનાં બધા લખાણમા એક ઉલાસ ભર્યો, મીઠી મઝા ભર્યો, માર્મિક પણ ઉદાર અને આનંદકારક અંતપ્રવાહ વહ્યો જાય છે." " નાગરત્વ અથવા પ્રૌઢિના વિચારથી ત્હેની ભાષાપર કંઇક પડદો પડતો હોય એમ લાગે છે, પણ પડદો સુદર મોહિનીના મોહક સ્વરૂપપર આછો ઝીણો, પારદર્શક બુરખો હોય ત્હેના જેવો છે, તેથી ત્હેના સ્વરૂપમા વધારો થાય છે,...અને સર્વ વાંચકોને ત્હેના મોહપાશમાં સપડાવી રાખે છે."

( હીં. ગ. અંજારિઆ. )

નવલરામે બે નાટકો લખ્યા છે. એક રાસમાળા ઉપરથી વીરમતીનું અને બીજું ' પાશ્ચાત્ય હાસ્યરસના એતદ્દેશીય રૂપાન્તરવાળું " ભટનુ ભોપાળુ. બાણુંલમક્ષ હોવાથી તેમ પશ્ચિમ હિંદુસ્તાનના વેપારનું જંગી મથક હોવાથી સુરતીઓમા બીજા ગુજરાતીઓ કરતા કેટલાક ખાસ ગુણો ખીલ્યા છે. ઘણે ભાગે ગુજરાતીઓ—જમાના પર્યન્ત પરાધીન રહેલા ગુજરાતીઓ આનંદ ઉલ્લાસ હાસ્ય વિહોણા છે. સુરતીઓ અને કાઠીઆવાડીઓમા ઉ-

પ્રહાસ, હાસ્યવિનોદ માણવાની કંઇ કંઇ શક્તિ છે. ફ્રાન્સના સુવિખ્યાત હાસ્યપ્રધાન નાટક લખનાર મોલીયરના એક નાટકનું એમણે સુરતીઓની ઉક્ત વિનોદશીલ પ્રકૃતિને લીધે સફળ રૂપાન્તર કર્યું. ગ્રામ્યતા કે અરસિકતા દૂર રાખી માર્મિક તેમજ જરૂર પડે ત્યાં તોફાની હાસ્ય લાવી શકયા છે. સંસ્કૃત નાટકોમાં રા. કેશવ હર્ષદ ધ્રુવનું મુદ્રારાક્ષસ જેવું સર્વોત્તમ ભાષાંતર છે તેવુંજ નવલરામનું આ પાશ્ચાત્ય નાટકનું સફળ રૂપાન્તર છે. ત્હેમના પછી એવા સફળ પ્રયાસો થયા નથી.

પોતાના જમાનામાં લખાતા ગ્રંથોનું સબળ અને ઉદાર અવલોકન કરનાર તરીકે નવલરામે સારી કીર્તિ મેળવી છે. લેખકોની વૃત્તિ તરફ સાનુકંપ રહી ત્હેમના ગુણો બ્હાર લાવી માર્મિકતાથી દોષ દેખાડતા. ઉછરતા લેખકોમાં ભવિષ્યમા સારા નીવડવાના જે જે અંશો જણાય તે ખાસ કરીને સ્પષ્ટતાથી કહેતા, ને ત્હેમની લેખિની ચલાવવાને ઉત્તેજતા. ઉત્તમ સાહિત્યકૃતિઓનું અવલોકન સાંગોપાંગ કરતા એટલું જ નહિ પણ ત્હેને અંગે ઉંડી સાહિત્યચર્ચા કરી ગુજરાતી સાહિત્યમા એ પ્રદેશ કેળવ્યો.

યુનીવર્સીટી અને કોલેજો સ્થપાઇ ત્હેમાં ભણી ગ્રેજ્યુએટ થયેલાની ભાષાનો યુગ ત્યાર પછી શરૂ થયો. અંગ્રેજી સંસ્કૃત વિચારો ને ભાષા પ્રજાની રગમાં વહેતા લોહીમા ભળી ગયા. પ્રારંભના મન્થનના ઉભરા શાંત પડ્યા અને વિવેક, ઇતિહાસ, અને ભવિષ્યના મ્હોટા પ્રશ્નો ઉભા થયા. સંસાર અને ધર્મના પ્રદેશમા થએલી તુમુલ ઉથલપાથલ નિરીક્ષવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

ઘણા ગ્રેજ્યુએટોએ લખવાનો આરંભ કર્યો હશે પણ સૌથી આગળ પોતાના પ્રતાપથી મણિલાલ નભુભાઇ આવ્યા અને ગ્રેજ્યુએટ લેખકોના યુગના અગ્રણી થયા. ભવભૂતિના બે નાટકોના ભાષાંતર કરી ત્હેના અને શેક્સપીઅરના પ્રભાવથી અંકિત 'કાન્તા' નાટક લખ્યું. ગુજરાતી સાહિત્યમા, સદોષ છતાં, એ નાટક હજુ લગી સર્વોપરિ છે. નાટકનું સાહિત્ય વિદ્વાનોને હાથે જોઇએ તેવું ખીલ્યું નથી એ ખેદજનક છે. લોર્ડ લીટનની 'ઝેનોની' નામની કથા એમને હાથે 'ગુલાબસિંહ' નામે ગુજરાતીમાં અવતરી. આ કથા દ્વારા પોતાને પ્રિય તત્વચિંતક, ધાર્મિક વિચારો એમણે પ્રગટ

કર્યા. 'પ્રિયંવદા' અને 'સુદર્શન' માસિકોમાં પંદર વીશ વર્ષ લગી એમની પ્રવૃત્તિ અવિરત ચાલી હતી. આ દેશના પ્રાચીન ધર્મ અને સંસારની ઘટના સમજી તે અનુસાર આજની સામાજીક અને જીવન વ્યવસ્થા કરવી એવો સિદ્ધાંત એમણે લોકસમૂહ પાસે અનુભવાવ્યો. "સિદ્ધાંતસાર" માં તત્વચિંતનનો ઇતિહાસ આલેખી આ દેશનું ચિંતન પણ કોટિએ પ્હોચ્યું છે એ સિદ્ધ કર્યું. બાળવિલાસ, ચારિત્ર આદિ ગ્રંથોમાં આ દેશની પ્રાચીન ભાવનાનુસાર જીવન કેવું થવું જોઇએ તે બતાવ્યું.

અંગ્રેજોના સહવાસની શરૂઆતમાં જે દેશોત્કર્ષ સારૂ ઉત્સાહી ઉચ્છૃંખલતા, વિદેશપ્રિયતા, સ્વવિદ્વેષ, આદિ પ્રકટી નીકળ્યા હતાં ત્હેના પ્રત્યાઘાત રૂપે આત્યંતિક પ્રાચીનપક્ષપાત વિદેશીઓના સદ્ગુણો પ્રત્યે દુર્લક્ષ, અને ગમે તે રીતે પ્રાચીન ભાવનાઓ સંરક્ષવાનો આગ્રહ જન્મ્યા. બે પ્રજાઓના જીવન પ્રવાહની તુલનાથી જે જે ભાવનાઓ જાગી હતી ત્હેમાની કેટલીકને પ્રાચીન ભાવનાઓથી પુષ્ટિ મળી; ને તે ભાવનાઓ ત્હેમના યુરોપીય સ્વરૂપને બદલે પ્રાચીન સ્વરૂપથી સ્વીકારાય તો જ શ્રેયસ્કર નીવડે એવો પણ આગ્રહ બતાવાયો.

અંગ્રેજોના પ્રભાવ, પ્રતાપ, ગૌરવ જોઇ અંજાયલા દેશભક્તોને પરાસ્ત માતૃભૂમિનો ઉત્કર્ષ કરવાને તે દેશના જેવું જ જીવન આ દેશમાં આણવાનો માર્ગ દેખાયો, અને પોતાના ઉત્સાહ તથા દેશ પ્રેમમાં પરંપરાન્વિત સાતત્ય તુટશે ત્હેનું ભાન ન રહ્યું. દેશના ઇતિહાસ સંસ્કાર, ધર્મ આદિના અન્વયેજ દેશનો ઉત્કર્ષ થઇ શકશે. એ સર્વને લીધે બંધાયલી ખાસીયતોની સ્હામે થવાથી નહિ, પણ ઉચ્ચ ભાવનાઓ પ્રકટાવવાથી એમની મેળે એ શિથિલ અને નિરૂપયોગી થાય એમ વર્તવાથી દેશનો ઉદ્ધાર થશે એ આ વર્ગના લક્ષમાં નહિ આવ્યું. તેથી ઉદ્દેશ ઉંચા હોવા છતા આ સમયની પ્રવૃત્તિ પ્રભંજક અને ઉચ્છૃંખળ નીવડી અંગ્રેજી શિક્ષણને લીધે પ્રદીપ્ત થયલી વિવેકબુદ્ધિથી અને યુરોપિયન પંડિતોના ભગીરથ પરિશ્રમે પ્રગટ થયલી પ્રાચીન ભારતની વિચારણાના ભવ્ય પ્રતાપથી પ્રેરાયલા હૃદયથી સજ્જ થઇ આત્મસંરક્ષણ ( self-preservation ) ની વૃત્તિએ ઉક્ત પ્રવૃત્તિને નાબુદ કરવા કમ્મર કસી: દેશોત્કર્ષની

લાગણી રહી; પણ ધર્માભિમાન અને પુરાણગૌરવાભિમાન વિશેષ સામર્થ્યથી સ્ફૂર્યાં. આ પ્રમાણે બે પ્રવૃત્તિઓ વિગ્રહારૂઢ થઇ અને ત્હેમાંથી શરૂઆતની ઉચ્છેદક વૃત્તિ નિર્મૂળ થઇ અને આત્મગૌરવ જાગ્યુ. ત્યાર પછી અંગ્રેજી રાજ્ય સ્થાયી થવાથી સલામતી વધી. એમના કાયદા, રાજ્ય વહીવટથી અને શિક્ષણથી એમને ત્યાં ચાલતી રાજ્યપદ્ધતિનો પરિચય વધવાથી આપણી રાજ્યકીય ભાવનાઓ જન્મ પામી અને ભારતવર્ષમા એક પ્રજાત્વ ઉપજાવી પ્રચંડ પ્રજાશાસક રાજ્ય સ્થાપવું એવી ઉગ્ર મહેચ્છા આપણને સચેતન કરવાલાગી. નર્મદાશંકર, મહીપતરામ, વિગેરે પ્રથમ વર્ગના હતા; મણિલાલ, ગોવર્ધનરામ બીજા વર્ગના હતા; મણિલાલ પ્રાચીન ધર્મ વ્યવસ્થાના એટલા ચુસ્ત ભક્ત હતા કે પ્રજાશાસક સંસ્થાઓ એમને રૂચતી ન્હોતી, સમષ્ટિના શ્રેય સાધનાર–વ્યક્તિને સમષ્ટિમાં નિમગ્ન કરી દેનાર વ્યવસ્થાનું સંરક્ષણ કરનારને સમાનતા અને વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંત ન રૂચે એ સ્વાભાવિક છે. " પૂર્વ અને પશ્ચિમ નામના અધુરા નિબંધમાં અને એવાં બીજા લખાણોમા મણિલાલે પશ્ચિમના રાજ્યનીતિ અને ધારાના પ્રભાવથી આર્યસંસારને થતી હાનિ બતાવી છે. એમના યુગના બીજા લેખક ગોવર્ધનરામે હયાત સંસ્થાઓના સદંશ દાખવ્યા ત્હેમાં રાજકીય ઘટનાને બાતલ ન્હોતી કરી. પ્રજાશાસન, હિંદુ મુસલમાનો એક થઈ નવી હિંદી પ્રજાને જન્મ આપે, પાશ્ચાત્ય આર્થિક સંવ્યવસ્થાના પ્રભાવથી સમાજના બંધારણમા થવાના ફેરફારો વિગેરે ઉપર વિચાર કરવા પ્રયત્ન થયેલો એમના લેખમાં જણાતો નથી. છતાં ક્હેવું જોઇએ કે ગુજરાતના ગૃહભાવો ઉન્નત કરવા એમણે ભાવનાઓ પ્રગટ કરી, મણિલાલે નિબંધોમા છુટું છવાયું લખ્યું હતું પણ ગોવર્ધનરામે તો નરનારીનાં જીવંત ચરિત્રો વર્ણવી આપણી જીવનભાવના પ્રત્યક્ષ કરાવી. ધર્મપરાયણ સાધુજીવન ગાળનાર, તત્વચિંતક છતાં દુનિયાના કામો કરતા નહિ ડગનાર જનક વૈદેહી જેવાં પાત્રો નિર્મી દેશને સંદેશ્યું કે ત્હમારા આવા પ્રાચીન આદર્શથી જ ત્હમારો જગતના જીવનયુદ્ધમાં જય થશે. જીવનમા પર્યેષણા વણી લેવાથી જ જીવનનું સાફલ્ય છે. દેશના નારીવર્ગના મનની પ્રખર શક્તિ, હૃદયના અપ્રતિમ સ્નેહ, ભાવ અને સૌંદર્ય એમણે કુશળતાથી ગુજરાતને રોશન કર્યાં બુદ્ધિધન, મલ-

રાજ, કુમુદસુંદરી, ચન્દ્રાવલી; વિષ્ણુદાસ, સરસ્વતીચંદ્ર આદિ પાત્રોથી આજના ગુજરાતના વિવિધ અને ભિન્ન જનસમાજને આચરણમાટે અનુકરણીય આદર્શો સમર્પ્યો. બૌદ્ધ ધર્મના અવસાન વખતે બ્રાહ્મણ ધર્મનું પુનરૂત્થાન થયું ત્યારે શ્રી શંકરાચાર્ય પ્રભૃતિએ તત્વચિંતનથી દેશ જગવ્યો હતો અને ભવભૂતિ જેવા કવિએ " માલતી માધવ " અને "ઉત્તર રામચરિત" નામના બે નાટકો લખી પોતાના જમાનાની રૂહેણીકરણી સાથે પ્રાચીન આચારવિચારની તુલના કરી બન્નેની શ્રેષ્ઠતા કે નિકૃષ્ટતા માપવાની જોગવાઇ કરી આપી હતી. તેવીજ જોગવાઇ "સરસ્વતીચન્દ્રને" લીધે ગોવર્ધનરામે કરી આપી છે.

મણિલાલની ભાષામા સંસ્કૃત સાહિત્યનો પાસ બેઠો છે તળબદી ગુજરાતની છટા, મરોડ, રૂઢિ—જે નવલરામમા ખીલ્યા હતા તે મરી ગયા છે. શૈલિનુ જોમ, ઘટ્ટપણું અને વૈવિધ્ય આવ્યું છે. એ અરસામાં રા છગનલાલ હરિલાલ પંડયાએ બાણભટ્ટની કાદમ્બરીનુ ભાષાતર કર્યું. અને તે રીતે સંસ્કૃતની વાક્યરચના અને અલંકારો ગુજરાતીમા કેવાં દીપી નીકળે તે પ્રત્યક્ષ કર્યુ. ગોવર્ધનરામની ભાષાપર અંગ્રેજી અને સંસ્કૃત અભ્યાસની ઉંડી સ્થાયી અસર પડી છે.

" કલ્પના, પ્રતાપ, ભભક, જોમ, શુધ્ધિ, સ્પષ્ટતા ( વાચન માળાની સરળતાને બદલે સ્પષ્ટતા )" એકાગ્રતા, વ્યસ્તતા, પ્રૌઢિ, રસિકતા, વિગેરેથી એમની બાની શોભી રહી છે. દેશજ રૂઢિ, મરોડ છટા નષ્ટ થયા પણ પરદેશથી અને પ્રાચીન ભંડારમાથી એટલા બધા અલકારો આવ્યા કે ખોટ પુરાઈ એટલુ જ નહિ પણ સમૃદ્ધિ વધી અને તે વિદેશી છે એમ ન લાગતા તદ્દન સ્વદેશી હોય એવી રીતે સત્કાર પામ્યા નવલરામના સર્વે ગુણો ( ગુજરાતી દેશજ રૂઢિના પ્રયોગ શીવાયના ) પુરેપુરા ખીલી બ્હાર આવી રહ્યાં.

" એક ઓરડીની દિવાલો, છાપરૂ બધુ જતુ રહે, અને પછી પ્રકાશ થઇ રહે એવું ભાષામાં થયું. દેહના બન્ધન તુટે આત્મા જેવો પ્રકાશના મહેરામણમા રમી રહે એમ વિચાર છુટો થઇ પ્રકાશના અને ભાષાના સાગરના મોજાઓમા ઉછળવા લાગ્યો. "

હયાત મૂર્તિઓ અચેતન જેવી પડી રહેલી ત્હેમાં નવા પ્રાણ ફૂંકી ત્હેમના ભક્તોને નવા આચારવિચાર તરફ ફેરવવાનો માર્ગ એમણે દાખવ્યો. "હિંદ અને બ્રિટાનીઆ" માં લગભગ ગો. વર્ધનરામના બધા ગુણો છે. ઘણા કાળ સુધી આ શૈલિનો પ્રભાવ ગુજરાતમાં રહેશે.

રા. છ. ડા. મોદીની "ઈરાવતી" પરક્ષાપામાંથી ભાષાંતર છે. નર્મદ અને નવલરામના સારા ગુણોવાળી એની ભાષા સુરતી-વેડાથી કંઇક દુષિત છે.

મહીપતરામે "અકબરચરિત્ર" લખ્યું અને આ વાર્તા માર-ફત એ શાહનશાહનું ચરિત્ર આપવા થયલા પ્રયત્ન શીવાય રાજ્ય અને ધર્મના પ્રદેશમાં તેણે બતાવેલી ઉદારતાનો અનુભવ થાય કે આદર્શરૂપ બને તેટલા ખાતર કોઇ લેખકે એના વિશે લખ્યુ નથી.

ડો. હરિલાલ ધ્રુવે ગદ્ય તેમ પદ્ય પુષ્કળ લખ્યું છે. એમનુ લખાણ ઉતાવળીયું, સ્થિર નહિ, ભાવાત્મક ( sentimental ) પણ નવઉત્સાહી, જુસ્સાવાળું ભભકતું છે. આ સર્વે અંશો "આર્યોત્કર્ષ" માં દેખાઈ આવે છે. "ચંદ્ર" ના લેખોમા, નાટકોમાં કે "ગુજરાતદર્પણમાં" લખેલી ક્ષણિક બનાવોની નોંધ, ચર્ચા અને યુરોપના પ્રવાસનો હેવાલ એ સર્વમા હોવો જોઈએ તેવો વિકાસ થયો ન્હોતો આલંકારિકોએ બાંધેલા લક્ષણ પ્રમાણે નાટકો લખવા ગયા એટલે સફળતા પામ્યા નહિ.

રા. રમણભાઇ, મણિલાલ નભુભાઇને લીધે લેખક થયા. સુધારાવાળાઓ ઉપર જે પ્રહારો એમણે કર્યા તે ઝીલવા અને સ્હામા પ્રહાર કરવા રમણભાઇએ ઝુંડો ઉપાડ્યો. વસ્તુસ્થિતિ આવી હોવાથી એમનું લખાણ એક પક્ષના સિદ્ધાંતો સ્થાપવા અને બચા-વવા માટે જ છે. નવલરામ જેમ પોતાના યુગની બધી પ્રવૃત્તિના સારરૂપ હતા તેમ ત્હેમની—કેટલેક અંશે—ગાદીએ આવનાર રમણ-ભાઇ નથી. રમણભાઇનું ઘણું લખાણ ગેરસમજુતી દૂર કરવામાં અને ઉપાલમ્ભ તથા પ્રહારને પાત્ર થયલા પોતાના પક્ષનું ખરૂ સ્વરૂપ દેખાડવા માટે થયું છે.

આથી કરીને તે પક્ષજ સૌથી શ્રેષ્ઠ છે એમ સાબિત કરવા એમણે જબરો પ્રયત્ન કર્યો છે. અને પોતાના પક્ષની અવગણના—

અવમાનના વિશેની ફરિયાદ કરતાં પોતાના દેશના, પ્રજાના ને સાહિત્યના અનેક શુભ અંશોનો એવોજ અતિથિસત્કાર કર્યો છે. પ્રાર્થનાસમાજના લેખકો શીવાયના લેખકોની કૃતિનું કે પ્રાચીન ગુજરાતી સાહિત્યનું કોઈ પણ રીતે ન્યાય્ય અને યોગ્ય પરીક્ષણ એમને હાથે થયુ નથી શબ્દયુદ્ધમા ઉતરવું પડયાથી એમની વિવેચન બુદ્ધિ તીક્ષ્ણ અને સાધનસંપન્ન થયલી, એટલે નવલરામના કરતા સબળ અને વ્યાપક રસચર્ચા એમણે કરી છે. સુરતીઓની હસમુખી પ્રકૃતિ ખીલવી હાસ્યવિનોદ ઉપજાવી ચાબકા મારતુ સાહિત્ય પણ એમણે ઉપજાવ્યું છે. જ્ઞાનસુધામા છુટાંછવાયા લખાણો ઉપરાત મણિલાલ અને ત્હેમના અનુયાયીઓના દુષણો—ચારિત્ર્યો ઉપહાસપાત્ર કરવા ભદ્રંભદ્ર નામની ડીકન્સના ઓછા પ્રભાવ નીચે લખેલી કથા એમનાં એ પ્રકારના લખાણનો નમુનો છે. નવલરામ કરતા પણ હાસ્યરસ જમાવવાની એમની શક્તિ સારી છે એમના ધાર્મિક વ્યાખ્યાનોને પણ અત્યાર લગી કરેલી ચર્ચા લાગુ પડે છે. વિષયચર્ચા કરવાની પધ્ધતિ ઘણી જ સરળ અને શૃંખલાબધ્ધ છે સ્હામાને ત્હેમા ચર્ચેલા સત્યની પ્રતીતિ કરાવે એવી છે.

સુરતના વતની છતા અમદાવાદમાંજ વાસ કરવાથી એમની ભાષામાં અમદાવાદી ચરણ (school) ના ગુણો આવ્યા છે. કવિ નર્મદના ઉત્સાહ, ઉન્માદ, સાહસ, ગોવર્ધનરામના પ્રતાપ, કલ્પના, તેજ, જોસ, વિગેરેને બદલે દલપતરામના ડહાપણ, ધીરજ, ઠંડાપણ, એમનામા છે. મહીપતરામનો ઉકળાટ કે ઉચ્છેદ પણ નથી, તેથી સરળતા અને ગંભીરતા આવી છે. અંગ્રેજી અને સંસ્કૃતની અસરો એમની ભાષામા એકરસ થયલી લાગે છે. સુરત, અમદાવાદ, નડિયાદથી પ્રથમ લેખકો જન્મ્યા, ( મુંબાઈમા હૃદયના ઉકળાટવાળા કામ કરનારા લેખકો પોતાની કલમ ચલાવતા પણ લખાણ વચલા વડનું હોવાથી સાહિત્યના ઇતિહાસમા બહુ મ્હોટું સ્થાન નહિ ) પણ કાઠીઆવાડમા એવાજ વિદ્વાન જન્મ્યા ન્હોતા. સુરતી ભરૂચીઓ ત્યા ગયા હતા. પંડિત ભગવાનલાલ અને મણિશંકર કીકાણી, કવિ હીરાચંદ વિગેરે ત્યાના વતની હતા પણ ત્હેમને મુંબાઇની મોહિની લાગેલી હતી કાઠીઆવાડના વીરત્વ, સાધુતા,

સ્નેહમાં;સમાયલા સૌંદર્યના અંશ કાન્ત, અને કલાપીએ પ્રત્યક્ષ કર્યાં. રા. મણિશંકર ભટ્ટે ( કાન્તે ) પોતાના લખાણોમાં ગોવર્ધનરામના વધારે પડતા ગુણો દૂર રાખી સુન્દરતા અને સરળતા કેળવ્યાં. આ સુન્દરતામાં પ્રતાપ અને કલ્પના હોત તો પરિણામ ઓરજ આવત. લાઠીના રાજવી કવિ સુરસિંહજીના લખાણમાં સુન્દરતા, સરળતા ઉપરાંત લાગણીનો પટ સારો લાગેલો છે. કાઠીઆવાડનું કોમળ સૌન્દર્ય એમનામા પ્રગટ થયું છે. પ્રખર તીવ્ર સૌન્દર્ય આવિર્ભૂત કરનાર લેખકની કાઠીઆવાડ રાહ જુવે છે. ત્હેની ભાષા, રૂઢિ [ idioms ] અને સંગીત હજુ અસ્પૃશ્ય પડયા છે. ત્હેના રાજ્ય ખટપટની મલિનતાથી વિદૂર રહેલા હૃદય અને મનની સમૃદ્ધિ, કદર વગર, ઉત્તેજન વગર અરણ્યના ફુલ જેવી પડી છે,

મુંબાઈમાં દક્ષિણી અને ઉર્દુ નાટક કંપનીઓ થતાં નાટકો તરફ લોકોનુ લક્ષ ખેંચાયું. પારસી અને હિંદુ નાટક મંડળીઓ સ્થપાઇ અને લય પામી. દક્ષિણી નાટક મંડળીઓના કાઠીઆવાડના પ્રવાસથી ત્યાના લોકોને એ ધંધો ઉપાડવાનું મન થયું. અને પરીણામે ઘણી મંડળીઓ ઉભી થઈ એટલુ જ નહિ પણ ગુજરાતના દરેકે દરેક મથકમાં આ વિનોદને માટે સામગ્રી હયાતીમાં આવી.

વાઘજી આશારામે ઇતિહાસ અને દંતકથાનો આશરો લઇ વૈરાગ્ય, રજપુતાઇ, સતીત્વ, વીરત્વ, વિગેરે ભાવો નાટકના તખ્તા ઉપર મૂર્તિમાન કરી બતાવ્યા. ત્હેની ભાષા જુની વાંચનમાળાના ગુણોવાળી છે.

અમદાવાદમાં રા. ડાહ્યાભાઇ ધોળશાજીએ નાટકોમાં કાંઇક પ્રસાદ આણ્યો. પોતાના સંસ્કૃત અને અંગ્રેજી જ્ઞાનથી ભાષા સંસ્કારી અને ભભકભરી આણી. નાટ્યકાવ્યના ને કલાવિધાનના ઉદ્દામ સદ્ગુણો વિનીત થયલા એમના નાટકોમાં જણાય છે. કવિ મૂળશંકરના ખેલોમાં જોઇએ તેટલો પ્રતાપ નથી પણ કાન્તની, સુન્દરતા અને કુશળતા છે. “ અજબકુમારી ” એનું ઉત્તમ નાટક છે.

આ શીવાય છુટા છવાયા નાટક લખનારા છે. સંસાર, રાજ્યખટપટ, રાજવી જીવન, અને ધર્મના વિષયો લઇ નાટકો લખાયા જાય છે અને નાટકના તખ્તા ઉપર ભજવાય છે

કેળવણીના પ્રચારને લીધે વાંચનનો શોખ વધતો ચાલ્યો તેમ જનસમૂહને માટે લખાણો લખવાની પ્રથા પડી. વેદાંતના ગહન સિદ્ધાત સરળતાથી સમજાવનાર "ચંદ્રકાન્ત", પ્રાચીન ધર્મ અને આચારનું પોતાના પંથના સિદ્ધાંતોને અનુકૂળ સ્વરૂપ બતાવનાર શ્રીયુત છોટાલાલ તથા અન્ય શ્રેય.સાધકોના ભામિનીભૂષણાદિ ગ્રંથો, અને જીવન ઉન્નત કરવાના ઉપાય દર્શાવતા, અને જીવનની અધમતા ઉપર સખ્ત વજ્રપ્રહારો કરતા રા. રા. અમૃતલાલ સુંદરજી પઢીઆરના "સ્વર્ગો" આ પ્રકારના સાહિત્યના વિશિષ્ટ નમુના છે. મુંબાઇના વર્તમાનપત્રો અને જુની વાચનમાળાના સંસ્કાર નીચે લખાયલી જુસ્સાવાળી, ભભકાવાળી, લોકસમૂહને સચોટ જગાડનારી બળવાન ભાષા આ ગિરનારના દેશભક્ત અખંડ બ્રહ્મચારીએ લખી છે. નર્મદના બધા ગુણદોષ પણ એમાં છે.

એવોજ બીજો સાધુ, જીવનસમસ્ત ગુર્જરીનું સાહિત્ય સમૃદ્ધ કરવામા ગુંથાયલો નારાયણ હેમચંદ્ર પોતાના બંગાળી ગ્રંથોના ભાષાંતરો, રૂપાંતરોથી, અંગ્રેજી, બંગાળી ઉપરથી ઉપજાવેલા લેખોથી સાહિત્યમા નવુ જ સૌન્દર્ય, નવી જ પ્રતિભા, નવો જ પ્રસાદ લાવ્યો.

## સાર*

" ૧ જુની વાંચનમાળા—શુદ્ધ, સ્વચ્છ, સરલ, પણ નબળી, પોચી, રૂઢી પ્રયોગ વિહોણી, ઉન્હાળાની નદી જેવી.

૨ કવિ નર્મદ—નવવર્ષાના પ્હેલાં જ ઝાપટામા વ્હેતાં જોસવાળાં ઉત્સાહી, પણ ગંદા મેલા પૂરનાં પાણી જેવી

૩ નવલરામ, ને ગોવર્ધનરામ—ભાદરવાના ભરપૂરનદ, સ્વચ્છ, સભર, તાણવાળા; પણ સૌન્દર્યના અંશ થોડા કલા નહિ જેવી.

---

* રા. રા ન્હાનાલાલ દ. કવિ 'ગુર્જરાતી ગદ્ય લેખનના ઇતિહાસની ટુંકી કથા " (રા. ન્હાનાલાલની આ ટીકા કવિતાના ગુણદોષયુકત છે એટલે એમાં સત્યતાના અંશ છે ખરા પણ અક્ષરશઃ યથાર્થ નથી )

૪ **મણિશંકર**—વર્ષાના નીતરેલાં પાણીથી ભરેલાં સ્વચ્છ સુંદર કમલોવાળા ન્હાનાં ન્હાનાં સુકલાથી બાધેલા શરદનાં સરોવરો.

૫ **અમૃતલાલ પઢીઆર**—ત્રીજા કે ચોથા મ્હોટા વરસાદના વ્હેણુ જેવું, બહુ ગ દુ નહિ, તોયે ધુળવાળું, જોમવાળું, મહાપૂર, ઉછળતું, ધસતું, અને કંઇ કંઇ પાળો તોડતું."

નવલકથાનું સાહિત્ય વિશેષ ખેડાય છે. રા. રા. **મોતીલાલ સટ્ટાવાળાની** "**વિક્રમની વીસમી સદી**" અને **અમદાવાદમાં બંધુ** સમાજ" તરફથી લખાતી કથાઓ સારી છે. આ કથાઓ સાંસારિક છે. **સંસારના** અનર્થો બતાવી ઉન્નતિએ લઇ જવાનો ઉદ્દેશ છે. ત્હેમાં રા. **ભોગેન્દ્રરાવની મૃદુલા** ને વિશેષે કરીને ઉપાક્રાન્ત બોધદાયક ને વાચવાલાયક છે. દિલગીરીની સાથે લખવું પડે છે કે **સરસ્વતીચંદ્ર** તેમજ બીજી તેથી ઉતરતી કથાઓમા કલાવિધાન, વસ્તુસ કલના, કે પાત્રાલેખન સ તોષપ્રદ નથી. ભાષામાં જેમ સૌન્દર્ય અને પ્રસાદ આવતાં જાય છે તેમ સાહિત્યના સ્વરૂપોમાં આવશે ત્યારે ઉક્ત અસ તોષ દૂર થશે.

---

## શુદ્ધિપત્રિકા. ૨.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૮ | dicating | dictating |
| ૨૨ | ૨૬ | વર્ષ | વર્ષ |
| ૩૧ | ૫, ૨૫, ૩૧ | હિદુસ્થાન | હિંદુસ્થાન |
| ૩૪ | ૧ | ઉતકૃષ્ટતા | ઉત્કૃષ્ટતા |
| ૩૫ | ૨ | વગમાં | વર્ગમાં |
| " | ૨૫ | માર્ગદશક | માર્ગદર્શક |
| ૩૮ | ૨૬ | ક્હેવાય | ક્હેવાય |
| ૪૦ | ૧ | શકરે | શ કરે |
| ૪૬ | ૯ | સાથેના | સાથેની |

# સાહિત્ય રત્ન.

## પ્રથમ ભાગ.

### પ્રેમાનંદ.

#### સુદામા ચરિત્ર. (સંક્ષિપ્ત.)

ઢાળ.

શુકસ્વામી કહે સાંભળ રાજા, પરીક્ષિત પુણ્ય પવિત્ર;
દશમસ્કંધ અધ્યાય એંશીમે, કહું સુદામા ચરિત્ર
સાંદીપન ઋષિ સુર ગુરૂ સરખા, વિદ્યાવંત અનંત,
ત્હેને મઠ ભણવાને આવ્યા, હળધરને ભગવંત.
ત્હેની નિશાળે વડો વિદ્યાર્થી, ઋષિ સુદામો કહાવે,
પાટી લખી દેખાડવા રામ કૃષ્ણ સુદામા પાસે આવે
સુદામો, શ્યામ, સંકરષણ, અન્ન ભિક્ષા માગી લાવે,
એકઠા બેસી અશન કરે તે, ભૂધરને મન ભાવે
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય,
એક સાથરે શયન કરતા, મોરલિધર, બળ, મુન્ય.
ચોસઠ દહાડે ચૌદ વિદ્યા, શીખ્યા બેઉ ભાઈ,
ગુરૂને ગુરૂદક્ષિણા આપી, વિઠ્ઠલ થયા વિદાઈ.
કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર,
મા'નુભાવ ફરીને મળજો, માગું છું એકવાર.
ગદ ગદ કંઠે કહે સુદામો, માગું દેવ મુરારિ,
સદૈવ તમારા ચરણ વિશે, મનસા રહેજો મ્હારી
મથુરામાંથી કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારિકા વાસી,
સુદામે ગૃહસ્થાશ્રમ માંડયો, મન જેનું સંન્યાસી.

પતિવ્રતા પત્ની છે પાવન, પતિને પ્રભુ કરી પ્રીછે,
સ્વામીસેવાનું સુખ વાંછે, માયાસુખ નવ ઇચ્છે.
દશ બાળક થયા સુદામાને, દુઃખ દરિદ્રે ભરિયા,
શીતળાએ અમી છાંટો નાંખ્યો, થોડે અન્ને ઉછરિયાં;
અજાચક વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓડે,
આવી મળ્યુ તો અશન કરે, નહિ તો ભુખ્યાં સાથરે પોઢે.

## વલણ.

પોઢે ઋષિ સંતોષ આણી, સુખ ન ઇચ્છે ઘર સૂત્રનું,
ઋષિપત્ની ભિક્ષા માગીને લાવે, પૂરું પાડે પતિ પુત્રનુ.

## રાગ વેરાડી.

ભિક્ષાનું કામ કામિનિ કરે, કોના વસ્ત્ર ધુએ ને પાણી ભરે,
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોખે સ્ત્રીજન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યુ, પુરમા પછે અન્ન જડતું રહ્યું,
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ.
હુ વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ,
બાળક ભૂખ્યા કરે રુદન, નગરમા નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયા લેઈ રહે જળ,
સુખ શય્યા ભૂપણુ પટકૂળ, પ્રભુ ક્યારે થશે સાનુકુળ.
ભૂખ્યા બાળક જુએ માતું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ,
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘરભણી.
અન્ન વિના પુત્ર મારે વાગલા, તો ક્યાથી રોપી આગલા,
અબોટિયું પોતિયું નવ મળે, સ્નાન કરે છે શીતળ જળે.
નખ વાધ્યા ને વાધી જટા, માહિ ઉડે રક્ષાની ઘટા,
દર્ભતણી તૂટી સાદડી, નાથજી તેપર રહોછો પડી.
બીજે ત્રીજે પામોછો આહાર, તે મુજને દહેછે અંગાર,
હુતો દરિદ્રસમુદ્રમાં બુડી, હેવાતનમા એકજ ચૂડી.
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહી કીડિયાહાર,
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યુ સૂકુ.
હુ પૂછું છુ લાગી પાય, આવું દુઃખ ક્યા સુધી સ્હેવાય;
ત્હમે દહાડી કહોછો ભરથાર, માધવ સાથેછે મિત્રાચાર.

જે રહે કલ્પવૃક્ષને તળે, ત્હેને શી વસ્તુ નવ મળે,
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી ક્યમ તરસે મરે.
જેને સ્નેહ શામળિયા સાથ, ત્હેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનતી દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી,
તેછે ચૌદ લોકનો મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ.

### વલણ.

લાજ ન કીજે નાથ મ્હરા, માધવ મનવાંછિત આપશેરે,
દીન જાણીને દયા આણી, દરિદ્રના દુમ કાપશેરે

### રાગ ગોડી.

જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશેરે,
હુંતો કહુ છુ લાગીને પાય, ભાવઠ ભાગશેરે
ધન નહિ જડેતો ગોમતિમા જઈ, દર્શન ફળ નહિ જાય, ભાવઠ. ટેક.
સુદામો કહે સ્ત્રીને, નથી માગતાં પ્રતિવાય,
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતા જીવ જાય, મામ ન મૂકીએરે.
જાચવા ન જઈયે ને પડી રહિયે તો, ક્યમ જીવે પરિવાર,
એકવાર જાચો જાદવા, ત્હમને નહિ કહુ બીજીવાર. ભાવઠ.
સુદામો કહે નારને, ક્યમ ચાલે મ્હારા પાય,
મિત્ર આગળ મામ મુકિયે, ધિક્ક પડો મ્હારી કાય. મામ ન૦
કહેવુ નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ,
ઘટ ઘટમાં વ્યાપી રહ્યા છે, પૂરણ પુરુષ પુરાણ. ભાવઠ.
ત્હમો જ્ઞાની વૈરાગી ત્યાગી થઈ બેઠા, પંડિત ગુણભંડાર;
હું જુગતે જાચું ક્યમ કરી અબળાનો અવતાર, ભાંવઠ૦

### વલણ.

અવતાર સ્ત્રીનો અધમ કહીને, ઋષિપત્ની આસુ ભરે,
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઉચરે

### રાગ રામગ્રી.

પછે સુદામોજી બોલિયા, સુણ સુંદરીરે,
શી કહુ હુ શીખામણ, ઘેલી કોણે કરીરે.
જે નિરમ્યુ છે તે પામિયે, સુણ સુંદરીરે,
વિધિયે લખિ વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરીરે.

" કતો હશે ? સભાઓ ગજાવનાર, વિદ્વાનોનો માનીતો, મ્હારા
" જેવા કેટલાક નિરાધારનો આધાર, તે આજે કયા હશે ? શેઠ !
" એને ધ્રુવજીના જેવું થયુ. અરેરે, કુમુદસુંદરી જાણશે ત્યારે ત્હેનું
" શું થશે ? શેઠ, આપના ઘરમાથી દીવો હોલાઈ ગયો. પણ
" આપને શું ? "

" એક વાત આપને કહેવા જેવી છે. એક **બાણુ** અને ત્હેની
" સ્ત્રીને ઘણી પ્રીતિ હતી. એક બીજાથી ત્હેમના ચિત્ત જુદાજ ન
" હતાં. ત્હેમના ઘરમા એક થાભલાપર ચકલીનો માળો હતો, ત્હેમા
" ચકલો ચકલી રહે અને આનદ કરે. ચકલીએ ઈંડા મુકયા અને
" બચ્ચા થયાં ત્હેની બે જણ બહુ સભાળ રાખે એક દિવસ ચ-
" કલી મરી ગઇ. ચકલે બીજી ચકલી આણી. બે જણાએ મળી
" બચ્ચાને ધકકેલી કહાડયા અને ઉડવા સરખુ ન શીખેલા બચ્ચાં
" જમીનપર પડી મરી જાત પણ પેલી સ્ત્રીએ ઝાલી લીધાં
" ત્હેમનો વિચાર કરીને પોતે રોવા લાગી. બચ્ચાને છાતી સરસા
" રાખે ને રૂવે "

" એટલામાં **બાણુ** આવ્યો. સ્ત્રીને રોવાનું કારણ પુછ્યું.
" તેણે ન કહ્યુ. ઘણું કર્યું ત્યારે બચ્ચા બતાવ્યા, ત્હેમનો ઇતિહાસ
" કહ્યો, અને બોલી–આ પક્ષીઓમા બન્યું તેવુ જ માણસમાં
" પણ કેમ ના બને ?. દેહનો ભરોસો નથી અને ત્હમારી આજ
" મ્હારાપર પ્રીતિ છે પણ મ્હારા પછી આ કુમળા બાળકનું
" શુ થશે તે વિચારથી મ્હને રોવુ આવે છે. ધણીએ ઘણ આ-
" શ્વાસન કર્યું પણ સ્ત્રીને વિશ્વાસ નજ આવ્યો. "

" પળે પળ જાય તેમ સ્ત્રી રોતી જાય અને આસુ તો આ
" ખમા માય નહિ ! " હાય, હાય ! આ બાળકનુ શું થશે?"
" એજ વિચાર ભરાયો "

" આખરે ધણીએ કહ્યુ કે ન કરે **નારાયણ** ને એવો સમય
" આવે તો છોકરાને કહેજો કે આ થાભલા આગળ મ્હને આણી
" આ વાત સભારી આપે–શુ ત્હારી પ્રીતિ ભુલાય એવી છે ? "

" દિવસ ગયા અને બાઇ ભાગ્યશાળી તે સૌભાગ્યવતી ગુજરી
" ગઇ. **બાણુ** ફરી પરણ્યો, પ્રથમની સ્ત્રીથી એક છોકરો ને
" છોકરી હતા. "

" નવી વહુએ હળવે હળવે કાન ભંભેરવા માંડયા. નવી તો
" ફરીયાદી કરે–છોકરાનું ખોટું બોલે, પણ નમાયા બાળક–ત્હેમનાથી
" માનું ખોટું કેમ બોલાય–ફરીયાદી કેમ થાય ? આખરે નવીએ
" બાપને ભેરવ્યો અને કહે કે આ છોકરા ભેગા મ્હારાથી નહિ
" રહેવાય, ગમે તો એ કે ગમે તો હું. "

' ખરૂ ! સ્ત્રી હોય એટલાં નમાયા છોકરા હોય ? છોકરાંનુ
" તો ગમે તે થાઓ ! સ્ત્રી કયા જાય ? બાણુએ બાળકને બોલાવી
" કહ્યું કે મ્હારે હવે ત્હમે નહિ–બસ જાઓ. "

" છોકરાંનાં મ્હો દયામણા થયાં પણ દયા કોને આવે ?
" બાપા કયા જઇએ ? " કરી બ્હીલે મ્હોયે પુછ્યુ. બાપા કોના ?
" રાક્ષસે કહ્યું મ્હને શું પુછો છો જાઓ ગમે ત્યાં. પડો
" ખાડામા. "

" રોતાં રોતા નિરાધાર છોકરા બારણા આગળ આવ્યાં.
" દૈત્યને દયા નજ આવી. "

" એટલામા છોકરી જરા ડાહીલી હતી ત્હેને માનું કહ્યું
" સાભરી આવ્યું અને ભાઇને રોતી રોતી કહે " ભાઇ, ચાલ
" આટલું માનું કહ્યું કરીયે " બે જણ પાછા આવ્યાં. "

" કેમ પાછાં આવ્યા–જાઓ ! " બાપે ધાટો કહાડયો. "

" બ્હીતી બ્હીતી થરથરતી બાળક બોલી:–"બાપા, અમે જઇયે
" પણ માયે કહ્યુ હતું કે આ વખત આવે તો બાપાને એક વાત
" કહેજો તે કહિયે તો સાભળશો ? "

" દૈત્યને દયા આવી અને સાભળવા હા કહી. "

" છોકરાએ ચકલીની વાત અને મા રોઇ હતી તે કહી બ-
" તાવ્યું, બાપનુ અંત.કરણ ઓગળ્યું, ભૂતકાળ સાંભરી આવ્યો;
" આપેલુ વચન મન આગળ તરી આવ્યુ, છોકરાને રોતો રોતો
" બાઝી પડયો અને ઘરમાં રાખ્યા. "

" શેઠ ! આપને પણ આ બાણુના જેવુ થયુ છે. પણ સર-
" સ્વતીચંદ્રને ચંદ્રલક્ષ્મીએ કાંઇ કહી મુકયું નથી–તે બિચારા
" ગયા. અને મનાવાનો અવકાશ પણ ત્હમારે નથી. "

"આપના મનમા એમ આવ્યુ કે એ પૈસાને લીધે આપનો
"સગો છે. હવે એ સગપણુ નથી. આપ એને મન બાપ છો.
"આપને મન એ પુત્ર નથી. હોય, એમજ હોય તો !"

"શેઠ! આપના ઘરમાંથી એ ગયો ત્હેની ફીકર કરશો નહિ.
"એને સોપેલી અને બીજી વસ્તુઓ–ઘરની–સભાળજો. ઘરમાથી
"કંઈ ગયું લાગે તો મ્હને કહેજો. હું ભરી આપીશ"

"શેઠજી, જાઉં છું. આપ મ્હોટા માણસ છો વધારે ઓછુ
"બોલાઈ ગયું હોય તો ક્ષમા કરજો. રજા લેઉં છુ."

બોલતા બોલતા ચંદ્રકાંતે પાઘડી પહેરી ઉઠ્યો, અને ચાલવા માડ્યુ.

શેઠે હાથ પકડી ત્હેને બેસાડયો.

"ચંદ્રકાંત, ચંદ્રકાત, આમ શું કરે છે? મ્હને એનો પત્તો
"આપ, ત્હે મ્હારૂ ખસી ગયલુ કાળજુ ઠેકાણે આણ્યું છે. હવે
"પુત્ર વિયોગથી ફરી ખસશે તો પછી ઠેકાણે નહિ આવે–હો"

"શેઠ, ઘરમા છે ઠેકાણે લાવનાર. હું ખરેખર કહુ છુ કે
"મ્હને ભાઈની ખબર નથી, મ્હને ખબર હત તો હું આમ જવા
"ન દેત. હું મ્હારી મેળે હવે એને શોધાશે એટલુ શોધીશ,
"એના જેવો થઇને આથડીશ, મરજી પડે તે કરીશ એમા કોઇ-
"ને શું? આપ હવે આનદ કરો—ઘરમાથી કાટો ગયો—એની
"ફનવા કહાડી નાખો. મ્હારૂ હૈયુ ભરાઇ આવ્યું છે–બસ હવે
"મ્હને જવાદો." શેઠનો હાથ તરછોડી નાંખી બારણું ફડાક
ઉઘાડી ચાલતો થયો. ગુમાન બારણામા પેઠી.

શેઠ ઘેલા બની લવતા હતા—"દુ:ખી હું તેથી કોને શુ?
"હેં! શું એમજ? શું તું દુ:ખી ત્હેનુ મને કાંઈ નહિ?"
"દુ:ખી હુ તેથી કોને શું? હેં!"—"નહિ જોવુ—નહિ રોવું
"અફળ આંસુ નશીદ લ્હોવું?" "પિતાજી રોવુ તે શાને?–"
"ભુલી જઈને જનારાને—" "દુ:ખી હુ તેથી કોને શુ?"
"હેં મ્હારો જ વાકસ્તો— "ચંદ્રકાત મ્હારો ભાઇ મ્હને આ-
"ણી આપ" જુએ તો ચંદ્રકાત ન મળે.

"ભાઇ, ભાઈ?"

ગુમાન પાસે આવી ઉભી—“—ભાઈ તો ગયા ” ગુમાનને દેખતાં જ શેઠ ઉઠયા અને એક બે લાતો એવી મુકી કે ગઇ ગરબડતી આઘે. બારણા ઉપર અથડાઇ પડી ગઇ. “ હાં, હાં, ” કરતો ધૂર્તલાલ અને બીજાં માણસો અંદર આવ્યા.

હાથથી વાત ગઇ જાણી ભાઇ બ્હેન શેઠની વૃત્તિને અનુકુળ થઇ ગયાં અને **સરસ્વતીચંદ્રની** શોધ બાબત શેઠની સર્વ આજ્ઞાઓ દેખીતી પળાવા લાગી. પવનના ઝપાટા આગળ નમી જઇ ઝપાટો પાછો વળતાં ઉભું થતાં ઘાસની વૃત્તિ સર્વેએ અનુસરી. તરત સઉ શેઠને વશ થઈ ગયા. દિવસ જવા માડયા, માણસો ઉપર માણસો શોધમાં રોકવા છતા અને દ્રવ્યનો વ્યય નિરંકુશ થયા છતા પત્તો ન લાગ્યો અને એવી રીતના ઘણા કારણોથી શેઠ હળવે હળવે શાંત થયા અને ગુમાન નિર્ભય બનવા લાગી. શેઠ જે માણસો મોકલતા ત્હેમને દ્રવ્ય આપી, લાલચ આપી, સમજાવી, છેતરી, શેઠની ઇચ્છાનો અમલ કરવામા શિથિલ કરી દેતી અને શેઠને કાને એમ જ જતુ કે અદ્દભૂત શોધ નિષ્ફળ જાય છે.

ચંદ્રકાંતે પણ શોધ કરવામા બાકી રાખી નહિ. પોતાનો ઉભરો નરમ પડતા શેઠપર દયા આવી, પણ ત્હેના ઘરનો તાલ જોઇ પોતાની જ શોધ ઉપર આધાર રાખ્યો.

**સરસ્વતીચંદ્ર, ભાગ ૧ લો.**

**પ્રથમ ભાગ સમાપ્ત.**

# સાહિત્ય રત્ન.

## દ્વિતીય ભાગ.

## ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

### પ્રેમયોગી

( રાગ ઓખાહરણનો. )

"જોગીરાજ ! ઉભા રહો જરી, મ્હને વાટ બતાવોની ખરી,
પડી વનમા આ રાત અંધારી, ભમુ એકલો ઘરને વીસારી
નથી પગલા ઉપડતા મ્હારા, થાકે આવે છે આખ અધારા
પંથ પુરો થતો નથી આજ, વાધ્યુ હુ ત્યા વધે વનવાટ !
દીવા જેવુ મ્હણે દેખાય, જવા ત્યા મુજ મન લલચાય,
ત્યા તો ર્‌હેતા હશે કોક સંત, મ્હારા દુઃખનો આણશે અંત.
જોગીરાજ એ વાટ બતાવો, દયા એટલી મુજપર લાવો."
જોગી બોલ્યા· " બેટા, રખે જાતો, એણી પાસ રખે લલચાતો,
એતો ભુતનો ભડકો જાણ, બોલાવેને કરે પછી હાણ.
ભુખ્યા તરસ્યાને આદર આપે, લુખુ સુકુ મળે તે જમાડે,
એવી આછે ગુફા મુજ રંક, બેટા, ત્હેમા તુ આવ નિઃશંક.
ફળને વણુ ખેડેલુ ધાન, શય્યા કાજ ફુંલા ઘાસ પાન,
રુડા ઝરણતું નિર્મલ પાણી, સુખ, શાન્તિ,ને આનંદ વાણી.–
એવુ અક્ષય પાત્ર છે અહી, હરિ પ્રત્યક્ષ થાય છે સહી
બેટા, એવા આશ્રમમા તુ આવ્યો, ગયો સમજ ચિન્તાતણો વારો.
દુઃખ સંસારના નથી સાચા, મન માનવના એક કાચા,
મળે કોળીઓ ઉદર ભરાય, તસુ પૃથ્વી સારે સુવા કામ;
પળ વાર છે કરવો સમાસ, ત્હોય મન ન હરે કરી હાશ.

પ્રભુએ તો સરજેલું છે સુખ, । મન મનનું બોળી લે છે દુઃખ."
નિશાકુસુમ સરે શાંત શાંત, તેમ જોગી બોલ્યા શબ્દ દાંત,
આગળ પાછળ ચાલ્યા બેય, ઝાંપો ઉઘાડી પેઠા છેય,
રાત વાધી, વ ઠેલા ખેલે, અન્ય સૌ પડયા નિદ્રામાં મેળે;
તેવે સમે જાગે જોગીરાજ, ધીમે તાપે કરે સ્વય પાક.
તપે અંગારા એકાંત શાંત, રંગ આપતો મંદ પ્રકાશ,
ધીમે ધીમે બળે છે કાષ્ઠ, ધીમો ધીમો બોલે એનો તાપ;
બોલે તોરી ભરાઇ ભીત માલ્ય, દોડે અહી તહીં ખેલે માર્જાર;
દ્વાર વાગે વાંસળી-સમો વાય, પ્હોર રાતના ચાલ્યા જાય.
ગી આ સઉ શાંતિ જોલેઝી છે, શાંત વાતો કરતા ખીલે છે,
ધીમુ ધીમુ બોલે ને હસાવે, થાકેલાનો થાક નસાડે.
કથા ગોષ્ઠી કંઇ કંઇ કહાડે, બોધ આપે ને શાંતિ પમાડે.
અન્ન મધુરું જમે ને જમાડે, એપર અતિથિને રુચિ કરાવે,
પંથી ખાધુ ન ખાધુ કરે છે, પંથી શુણ્યું ન શુણ્યું કરે છે,
ઉંડા વિચારમાં પડી જાય, ગાલે ઉતરે છે આંસુની ધાર
એની દેખી દશા એવી જોગી, દયા આણી થયા દુઃખ ભોગી.
અન્ન પડતું મુકી પાસે આવ્યા, ફરી ફરી વળી પુછવા લાગ્યા:-
"બોલ બેટા ત્હને શું થાય ? ત્હારે હૈયે શાનો પડયો ઘાય ?
ઘરનો વૈભવ ત્યજી અહીં આવ્યો। ઓછુ આવ્યું કે કોઈએ કહાડયો?
દગો દીધો કો મિત્રે શું, ભાઈ? મળી કઠણ હૃદયની શું નારી?
બેટા, વાત વિચાર તું સાચી, માયા સંસારની બધી કાચી.
કહાવે લક્ષ્મી તો ચંચળ નારી, ન્હાસી જાય દઇ હાથ તાળી;
સુખ એનું કરે ચમકાર, જોતા જોતામા થાય અંધાર;
સુખ એનું તો મૃગજળ જેવું, થતા સમીપ પડે ખોટું એવું.
મિત્રતામાં એ મળે ન કોઈ, એ તો સ્વાર્થની છેજ સગાઇ;
એને નામે ભુરકાય તે ભોળા, એને વિશ્વાસે રૂહે તે તો રૂહોળા;
લક્ષ્મીને કીર્તિ જ્યા જ્યા જાય, છાયા જેવા મિત્રો પુઠે થાય.
જે એ છાયાને ઝાલવા જાય, ધસે હાથને ખત્તા તે ખાય.
સ્ત્રીની પ્રીતિતો એથીએ ખોટી, મોહજાળ નાખે જોતી જોતી;
જાળ નાખે, જોતામાં ફસાવે, ફાવે ત્યાંજ એ ધુતકારી નાંખે,
કહાવે અબલાને નરને નચાવે, ગોરી ગુમાન ભરી પછી રાચે,

નરના દુઃખની મશ્કરી કરતી, નારી પ્રીતિ ખરી નવ ધરતી.
પ્રીતિની હુંફ પંખી ધરે કો, સુરલોકમા હો કે નહિ હો.
પ્રીતિને નામે સળગાવી આગ, નારી નરને કરે છે ખાખ;
મોહમાયા ને જોગણી કહાવે, નારી નરને ન જપે સુવા દે,
બેટા, શાને વેઠવી એની શૂળો ? એની પ્રીતમા મુકની પુળો ! ”
જોગી બોલતો ઉશ્કેરાય, પંથી સાભળતો શરમાય,
નીચુ જુવે, ને ડસડસી રુવે, ગાલે નારંગીનો રંગ ચુવે.
વ્હાણે નાજુક વાદળી ચાલે, રગ ઉજળા પળે પળ ફાલે,
સુદરતાના લલિત ચમકાર, અગે ઉઠતા તેવા જણાય;
જોગી જુવે છે, આભો બને છે, પન્થી નવો નવો વેષ ધરે છે,
આખો ચંચલ થઇ ચળકે છે, ઓઠ કુંપલો પડે ઉઘડે છે,
પંથી સુંદરી રૂપ થઇ જાય, જોગી ભડકે, ઉચો નીચો થાય !
હાથ જોડી રોતી બોલી બાળા– “ક્ષમા કરજો મ્હને, જોગીરાજા !
જગપાવન ને નિર્વિકાર, શાત દાત વસો યોગીરાજ,
એવા દિવ્ય આશ્રમની માહ્ય, પગ મુકયા પાપણીએ આજ.
તમ દર્શનનો અધિકાર, નથી જેને, એવી હુ છુ નાર.
ક્ષમા કરજો મ્હને, યોગીરાજ, કહી દઉં મ્હારા વીતકની વાત.
સુણી અબળા તણા અપરાધ, કૃપા કરજો, અહો કૃપાનાથ !
*“તાપી તટે સૂર્યપુર સ્થાન, વસે તાત મ્હારા ધનવાન,
“લાડ ઘેલી હુ એકની એક, દ્રવ્ય યોગ મ્હને અઢળેક.
“ભજ્યા તાત સુધારાને ટોળે, મ્હને વર્ષ થયા પુરા સોળે;
“આવે માંગા જાણે ફાટયું વ્હાણુ, ખરાં ખોટાં કરે પ્રેમ ગાન.
“કરે વાતો ખ્યાતો સઉ વડેરી, નિશો હેમનો શુન્ય અનેરી.

---

* સદ્‌ગત સાક્ષર શિરોમણિ ગોવર્ધનરામભાઇએ ગોલ્ડસ્મિથની આ પ્રેમકથાનું ભાષાતર અત્રેથી અધુરૂ મુકી પોતાની વાર્તાના પ્રવાહને અનુસરતી નવીન કવિતા રચી છે. એ સુદર નાનકડાં કાવ્યનું ભાષાતર પુરૂં કરવાના ઉદ્દેશથી સદ્ગતની શૈલીનું યથાશકિત અનુકરણ કરી બાકીના ભાગનુ ભાષાતર આ ‘સાહિત્ય રત્ન’ને અર્થેજ કર્યું છે ને તે સવત ૧૯૬૩ના જયેષ્ઠ માસના વસંતના અંકમા છપાવ્યું હતું.

**નરહરિલાલ ત્ર્યંબકલાલ.**

પ્રભુએ તો સરજેલું છે સુખ, । મન મનનું ભોળી લે છે દુઃખ."
નિશાકુસુમ સરે શાંત શાંત, તેમ જોગી બોલ્યા શબ્દ દાંત,
આગળ પાછળ ચાલ્યા બેય, ઝાંપો ઉઘાડી પેઠા છેય,
રાત વાધી, વઠેલાં ખેલે, અન્ય સૌ પડયા નિદ્રામાં મેળે;
તેવે સમે જાગે જોગીરાજ, ધીમે તાપે કરે સ્વયપાક.
તપે અંગારા એકાત શાત, રંગ આપતો મંદ પ્રકાશ,
ધીમે ધીમે બળે છે કાષ્ઠ, ધીમો ધીમો બોલે એનો તાપ;
બોલે તોરી ભરાઇ ભીત માંહ્ય, દોડે અહીં તહીં ખેલે માર્જાર,
દ્વાર વાગે વાંસળી-સમો વાય, પ્હોર રાતનાં ચાલ્યા જાય.
ગી આ સઉ શાતિ જોલેઝી છે, શાંત વાતો કરતા ખીલે છે,
ધીમુ ધીમુ બોલે ને હસાવે, થાકેલાનો થાક નસાડે.
કથા ગોષ્ઠી કંઇ કંઇ કહાડે, બોધ આપે ને શાતિ પમાડે.
અન્ન મધુરું જમે ને જમાડે, એપર અતિથિને રુચિ કરાવે,
પંથી ખાધુ ન ખાધુ કરે છે, પથી શુણ્યુ ન શુણ્યું કરે છે,
ઉંડા વિચારમાં પડી જાય, ગાલે ઉતરે છે આસુની ધાર.
એની દેખી દશા એવી જોગી, દયા આણી થયા દુઃખ ભોગી.
અન્ન પડતું મુકી પાસે આવ્યા, ફરી ફરી વળી પુછવા લાગ્યાઃ-
"બોલ બેટા ત્હને શું થાય ? ત્હારે હૈયે શાનો પડયો ઘાય ?
ઘરનો વૈભવ ત્યજી અહી આવ્યો। ઓછુ આવ્યું કે કોઈએ કહાડયો?
દગો દીધો કો મિત્રે શું, ભાઈ? મળી કઠણ હૃદયની શું નારી?
બેટા, વાત વિચાર તું સાચી, માયા સંસારની બધી કાચી.
કહાવે લક્ષ્મી તો ચંચળ નારી, ન્હાસી જાય દઇ હાથ તાળી;
સુખ એનું કરે ચમકાર, જોતા જોતામાં થાય અંધાર;
સુખ એનુ તો મૃગજળ જેવું, થતા સમીપ પડે ખોટું એવુ.
મિત્રતામા એ મળે ન કાંઈ, એ તો સ્વાર્થની છેજ સગાઇ;
એને નામે ભુરકાય તે ભોળા, એને વિશ્વાસે રૂહે તે તો રૂહોળા;
લક્ષ્મીને કીર્તિ જ્યા જ્યાં જાય, છાયા જેવા મિત્રો પુઠે થાય.
જે એ છાયાને ઝાલવા જાય, ઘસે હાથને ખત્તા તે ખાય.
સ્ત્રીની પ્રીતિતો એથીએ ખોટી, મોહજાળ નાખે જોતી જોતી;
જાળ નાખે, જોતામાં ફસાવે, ફાવે ત્યાંજ એ ધુતકારી નાખે,
કહાવે અબલાને નરને નચાવે, ગોરી ગુમાન ભરી પછી રાચે;

નરના દુઃખની મશ્કરી કરતી, નારી પ્રીતિ ખરી નવ ધરતી.
પ્રીતિની હુક્ર પંખી ધરે કો, સુરલોકમા હો કે નહિ હો.
પ્રીતિને નામે સળગાવી આગ, નારી નરને કરે છે ખાખ,
મોહમાયા ને જોગણી કહાવે, નારી નરને ન જંપે સુવા દે,
બેટા, શાને વેઠવી એની શૂળો ? એની પ્રીતમા મુકની પુળો ! ”
જોગી બોલતો ઉશ્કેરાય, પંથી સાભળતો શરમાય,
નીચુ જુવે, ને ડસડસી રુવે, ગાલે નારંગીનો રંગ ચુવે
વ્હાણે નાજુક વાદળી ચાલે, રંગ ઉજળા પળે પળ ફાલે,
સુદરતાના લલિત ચમકાર, અંગે ઉઠતા તેવા જણાય,
જોગી જુવે છે, આભો બને છે, પન્થી નવો નવો વેષ ધરે છે,
આખો ચંચલ થઇ ચળકે છે, ઓઠ કુંપલો પેઠે ઉઘડે છે,
પંથી સુદરી રૂપ થઇ જાય, જોગી ભડકે, ઉચો નીચો થાય !
હાથ જોડી રોતી બોલી બાળા- “ક્ષમા કરજો મ્હને, જોગીરાજા !
જગપાવન ને નિર્વિકાર, શાત દાત વસો યોગીરાજ,
એવા દિવ્ય આશ્રમની માહ્ય, પગ મુકયા પાપણીએ આજ.
તમ દર્શનનો અધિકાર, નથી જેને, એવી હુ છુ નાર.
ક્ષમા કરજો મ્હને, યોગીરાજ, કહી દઉ મ્હારા વીતકની વાત.
સુણી અબળા તણા અપરાધ, કૃપા કરજો, અહો કૃપાનાથ !
*“તાપી તટે સૂર્યપુર સ્થાન, વસે તાત મ્હારા ધનવાન,
“લાડ ઘેલી હુ એકની એક, દ્રવ્ય યોગ મ્હને અઢળેક.
“ભળ્યા તાત સુધારાને ટોળે, મ્હને વર્ષ થયાં પુરા સોળે,
“આવે માંગા જાણે ફાટયું વ્હાણુ, ખરાં ખોટા કરે પ્રેમ ગાન.
“કરે વાતો ખ્યાતો સઉ વડેરી, નિશો હેમનો ધુન્ય અનેરી.

---

* સદ્દગત સાક્ષર શિરોમણિ ગોવર્ધનરામભાઇએ ગોલ્ડસ્મિથની આ પ્રેમકથાનું ભાષાતર અત્રેથી અધુરૂ મુકી પોતાની વાર્તાના પ્રવાહને અનુસરતી નવીન કવિતા રચી છે. એ સુંદર નાનકડા કાવ્યનુ ભાષાતર પુરૂં કરવાના ઉદ્દેશથી સદ્ગતની શૈલીનું યથાશકિત અનુકરણ કરી બાકીના ભાગનું ભાષાંતર આ ‘સાહિત્ય રત્ન’ને અર્થેજ કર્યું છે ને તે સંવત ૧૯૬૩ના જ્યેષ્ઠ માસના વસંતના અંકમા છપાવ્યું હતું.

**નરહરિલાલ ત્ર્યંબકલાલ.**

"એક સ્નેહી અમારો ચતુર, ન્યાળે નેહે મ્હને રહી દૂર,
"રૂપે ગુણે વિદ્યાએ સંપન્ન, માન્યો યુવક એ મ્હારે મન્ન;
"સાદો શાણો નહિ અહંતાન, નહિ સત્તા સુવર્ણનું ધ્યાન;
"સરસિજ સમાન વિશુદ્ધિ, જળ ઝાકળ શી શુદ્ધ બુદ્ધિ
"બિંદુ સુંદર પુષ્પ સુહાય, શોભે સુકે ખીલે કરમાય.
"એણે સુંદરતા એક સાધી, ત્હેની ચંચળતા મ્હને લાધી,
"એણે ભુરકી બાળા ભોળી, મ્હારે હૈયે જાગી પ્રેમહોળી.
"પણ ચંચળ મ્હારો સ્વભાવ, લાગ્યા પ્રેમી પંખીને કંઇ ઘાવ
"પ્રીતી દાખવું બીજે, એ ખીજે, પ્રેમી સીઝે મ્હારૂં મન રીઝે.
"મ્હારા ઢંગ જોઇ મુકી મામ, વન સેવ્યુ તજી ગ્રામ ધામ
"પામ્યો પ્રેમી મ્હારો હરિશર્ણ, માગું માગું હવે હુંય મર્ણ,
"માર્યો અભાગણીએ મ્હે કાન્ત, વને રવડીને શોધું દેહાન્ત.
"મ્હારે કાજે ગયા સ્વર્ગ પ્રાણ, એને કાજે તજુ હુંય પ્રાણ."
જોગીરાજ વદ્યા "શાન્ત! શાન્ત!", ભુજયંત્રે ભીડી બાળા કલાન્ત
મુગ્ધા આકુળ વ્યાકુળ જોય, જોગી ગાઢ આલિંગે ને રોય.
"મ્હારી મીઠી મેધાવિનિ ચપળા, પ્રીતિમૂર્તિ પવિત્ર હે પ્રમદા.
"ન્યાળી લે આ ચતુરનું ગાત્ર, પામ્યો પ્રેમ અને પ્રેમ પાત્ર,
"મ્હારૂં રંકનું તું વ્હાલી રત્ન, પ્રીતે પાળીશ હું કરી જત્ન;
"કરી ચિંતા ચિંતા દેશપાર, રહેશું આનંદે નાર ભર્થાર;
"શુદ્ધ નિર્મળ સ્નેહમાં વ્હેશુ, લ્હાવ સંસારના સર્વ લેશું;
"ત્હારે દુ:ખે મ્હને દુ:ખયોગ, હરિ રાખે અખંડ સંયોગ."

**સરસ્વતીચંદ્ર ભાગ ૪.**

---

## હિન્દુ લગ્નની કૃત્રિમતા.

( પ્રવાસે નીકળેલા એક પરદેશી પતિ પત્ની કોઈ હિંદુ બાળાને સતી થતી બચાવે છે. શુદ્ધિમાં આવ્યા પછી પુછ્યાથી તે બાળા પોતાનો સવિસ્તર હેવાલ આ દયાળુ દંપતીને કહે છે. )

### હરિગીત.

મુજ વૃત્તમા નથી કો નવાઇ, શીવાય પણ હું શું કહુ ?
પુછ્યું તથાપિ ત્હમેજ તો હું નકાર પણ શી રીતે ભણું ?

મુજ જેવું વૃત્ત ઘણાકનું શુણુશો પુછયે આ દેશમા,
પરદેશી સજ્જન ! હિન્દુઓ ગાળેજ જીવન ક્લેશમા !
નર જાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજુ કંઇ.
પણ્ડિત પિતા તણી આત્મજા ભણી કંઇ હું તાત પ્રતાપથી;
મન વિકસિયુ, ઉર મ્હોટિયુ સદ્ગુણ વિશે બહુ ભાવથી.
હુ ન્હાનપણુથી આશ આથી ઘણી ધરી મન માણુતી,
પણ હાય ! હિન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણુતી.
શૈશવ વિશે કર પીડિયો અજ્ઞાત એક શિશુજને,
ઉદ્વાહના જ કરારમા સહી કીધી મુજ મુજ ગુરૂજને.
તાતે કહ્યું, " તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે,
પ્રિયપતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે. "
હુ બોલી, " કાન્ત ગણાય છે ઉર વારિધિના ચંદ્રમા,
મુજ ચિત્તમા આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના,
સન્ધિ થયો નથી, છે નહિ, નક્કી ન કે થાશે જ તે,
અમ ચિત્તનો, તો શીખવો, પ્રિય તાત, કયમ મુજ કાન્ત એ ?
તમ પાસ ભણુતા હુ ભણી, મન જોડવા વિધિ હાથમા,
વિકસેજ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમા
સંસાર માહી પ્રયાણુ કાજજ પાન્થ ચેતન સર્વ છે,
બે એકથી જ ભલા પ્રવાસ વિશે વળી, કહ્યુ એવુંયે.
એ મિત્રતાનો હેતુ, પણુ રસ ઐક્ય વિણુ નહિ મિત્રતા,
નહિ ગ્રહે ઉરપારો વિગુણુ ચિત્તસ્થળીપર સ્થિરતા,
રસ ઐક્ય વણુ મન ઐક્ય નહિ એ સૂત્ર શીખવ્યુ તે દિને,
મનઐક્ય વણુ નહિ મિત્રતા પ્રભવે, ગુરૂજી કો રીતે
સ્ત્રી પુરુષ કેરૂ લગ્ન એવી મિત્રતાનો હેતુ છે,
ઘણીવાર આપની પાસથી મ્હે, તાત એવુ જ શુણ્યું છે.
અન્યોન્ય કેરી ન્યૂનતા પુરે અનુગુણુ દમ્પતી,
વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી.
સંસાર સ્વાર્થ અભિન્ન થાતા ભેદનું કારણુ નહિ;
સ્ત્રી પુરૂષની તેથી જ સઉમા મિત્રતા ઉત્તમ કહી.
એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દમ્પતી ભાવનું

રસઐક્યથી ઉત્પન્ન થઇ રસઐક્યને જ વધારતું.
રસ ઐક્ય તો નહિ હોય ત્યાં ક્યમ મિત્રતા એ સંભવે ?
રસ ઐક્ય વળી વિધિ વણુ નહિ કદી ઇતર કો સરજી શકે.
હે તાત ! તે સૃજના તણી આજ્ઞા કરી આપે મ્હને,
તો કેમ કરી કરવું અશક્ય જ એવું તે શીખવો હવે.
હું કિંકરી છું તમ તણી, કરૂં હોય શકિતસાધ્ય જે;
શિર વેચી પણ તમ વચન પાળું, શકિત એટલી સાધ્ય છે.
વિધિહસ્તગત ઉરતંત્ર પણ ક્યમ કરી કરૂં ગતિવાળું હું ?
મુજ ઉર તણું પર ઉર સાથ શી રીત લગ્ન કરાવું હું ? ”

## માલિની.

શુણી વચન સઉ આ, તાત દિઙ્ મોહપાન્યા,
ખરખર જળ ધારા, ત્હેમને નેત્ર ચાલી;
નીચું ઘણુંક નીહાળી, દીર્ઘ નિ:શ્વાસ મુકી,
કર દઇ જ લલાટે, બોલિયા દીન વાણી

“મ્હારો ક્ષમા કરે અપરાધ ! પુત્રી ! પ્રિય પ્રાણ ! ઘણી તું ડાહી !
તુજ ઉર મ્હેં ખોસી—અરે—અજાણ્યે—ખરે ! કટાર જ સાહી.
હું ભુલ્યો વૃદ્ધ થઈ આજ કીધો ચુકી ઘાવ, હાય, તુજપર મ્હેં !
ઓ દુષ્ટ હિન્દુ આચાર ! ભુલાવ્યો મુજને.
આ હિન્દુ લોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો.
જઇ જતાની પાછળ કુવે પડી મરવાનો.
ઘનતિમિર તુલ્ય આચાર થયેલ પુરાણ, તેથી થઇ જાયે,
જન લોચનવન્તા અંધ—હાય ! જગ માંહે.

મ્હેં દીઠો ન સવળો પન્થ !
હું બની ગયો મતિ મન્દ !
મુજ વૃદ્ધ દરિદ્રનું રત્ન
પરિપોષ્યું કરી બહુ યત્ન,

તે જઇ મેપની પેઠે લોકની પુઠે નાખ્યું દુ:ખ દરિયે !
એનું કીધું પરાધીન જીવન જનક—વૈરિયે.
પ્રિય પુત્રી ! કહે તું સત્ય, કર્યું જ અકૃત્ય કૃત્ય મ્હેં આજે,
ત્હારા જીવન માંહે ઝેર ભેળિયું ! સાચે.

ત્હારો જનક થયો તુજ શત્રુ–હાય પણ નમું હવે તુજ ચરણે,
મ્હારૂં થશેજ પ્રાયશ્ચિત હવે તો મરણે.

નહિ હવે નિષ્કૃતિ કાંઇ સુઝતી મુને ! રોઇને રહેવું;
ત્હારે જનકે પાયું ઝેર મરણ સુધી સ્હેવું.

હું જીવી કરું શું હવે ?
મુખ દેખાડું શું ? કહે,
સહુ હૃદયશલ્ય શી રીતે ?
રોઈ રોઈ મરીશ તું વીત્યે !

હવે જેમતેમ દિન ક્હાડું કૃતક પતિ સાથ સ્નેહ કૃત્રિમમાં,
બહુ સમજુ મ્હારી તું બાળ મુકીશ તે આળ દૈવ શિર મનમાં.

પણ સ્વીકાર આ પદપાત ! અને અપરાધ ક્ષમા કર મ્હારો !
નહિ જીવે–હવે નહિ જીવે–પિતા કાંઇ ત્હારો ! ! ! ”

## ઉપજાતિ.

નૃશંસ મ્હારા વચનો શુણીને
પિતાજી આવી રીતભાન પામ્યા;
પંચત્વ પામ્યા પડી પાદ મ્હારે,
પ્રત્યક્ષ તે સર્વ હજી મ્હને છે,

નીહાળી એ સર્વ, ન ચિત્ત મ્હારૂં
ફાટયું, નવા પ્રાણ વિરામ પામ્યા !
પાષાણની કીધી મુને વિધિયે,
રોઇ રહી મુખ કરીજ કાળું.

અહો પિતાજી ! નવનીત–ચિત્ત !
દૃષ્ટિ કરી સ્વર્ગથી પુત્રી કેરું
દાક્ષિણ્ય ખોટું નીરખી હશોજ
નિઃશ્વાસ ઉંડા મુકતા હજીયે !

**સ્નેહ મુદ્રા**

## દૂર ક્ષિતિજમાં સમુદ્ર ગર્જન.

---

( કટાવ. )

નષ્ટ થતુ નથી, કંઈ જગતમા ! નાશ તણો,
આભાસ માત્ર છે, ભાન માત્ર છે. અગાધ ઉદધિ,
ઉપર તરંગો, જતા આવતા, ચ્હડતા ત્યેમે,
શાત થતા વળી, ભરતી ઓટમાં, ભિન્ન દેશમા
ઉભરાતુ ને, ઘટતું દીસતુ, જળધિ તણુ જળ,
પણ તે સર્વ જ, ખોટુ ! ખોટું ! જળધિ તણુ જળ,
હતુ તેટલુ, છે ને રહેશે ! ચંદ્ર અને રવિ,
ઝંઝાને ઘન, જોવા સાથે, યુદ્ધ કરે ને
ખેલે ત્યારે, થાય ઉંચોને, નીચો ઝાઝો,
પડે, ઉઠે, સ્થિર, થાય, કમ્પતો, ધરા ભોગમા.
ભરી ગર્જના, શાત થાય. પણ અંતે એકજ,
હતો તેટલો, અગાધ ભરપૂર, નાથ સલિલનો, રહેતોને,
આભાસ માત્ર, દીસે નાશનો! હતુ તેજ હજી છે!
પૃથ્વી તણા પડ, જળધિ તણા જળ, બંધાયા નહિ,
હતાં, તથાપિ, તત્વ રૂપાન્તર, હતાજ ત્હેના,
હજીય એછે, જે કુકથી, પ્રેરાતા તે, હજી,
પ્રેરે છે, ને, જતા હતા ત્યા, હજીય જાય છે,
હતાજ ત્યા છે, એ કરી સન્ધિ

અભેદ એ દોડે સતત ગતિ ! ઉભુ ન રહેતુ એ !
દોડતું કિયા કાળથી એ ? અને વળી કિયા પ્રદેશથી એ ?
જનારું ક્યાજ સુધી એ ? રહી વળી જશે જતું ક્યારે ?
મનુ ! એ વિચારજે જો જે !

દૃષ્ટિ મનુની કેંકાઇ નાવસમી તીર ઉપરથી,
ગણતી તરંગો, તરંગમાલની ઉપર સરી જતી,

થતી લીન સલિલે !
થાકતી મળી જતી સલિલે !
થતું લીન સઉ અનંત વિશે !

જનન-મરણને રડવું હસવું,
થશે લીન અંતે
અનંત પ્રવાહમાં મધ્યે !

સ્નેહમુદ્રા.

---

## વિવેકભ્રષ્ટનો વિનિપાત.

શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હર-શિરે,
પડવા માંડેલી પડી પાછી ! ટકી ન, હર ! હર-શિરે. શુભ્ર.
પડી ! ગિરિપર, ઉચ્ચ ગિરિવર મુકી પડી એ પાછી—
અવનિપર આળોટતી ચાલી ધુળવાળી ઘણી થાતી, શુભ્ર.
મલિન ગંગા ! ક્ષારસમુદ્રે પેઠી અંતે એ તો !
ભ્રષ્ટ થયું જરી ત્હેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો !
ભ્રષ્ટ થઇ મતિ ત્હેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો !

સરસ્વતીચંદ્ર ભાગ ૧.

---

## કુમુદની સ્નેહયાચના.

અવનિપરથી નભ ચ્હડયું વારિ પડેજ પાછું ત્યાંને ત્યાં,
ટુંકું કર્મ ટુંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.
નભ વચ્ચોવચ રંગીન થાતાં ગરુડરાજની પાંખ થકી,
સુભગ ઘડીક એ બન્યું, નવાઇ ન, એ દશા જો નાજ ટકી.
પણ ઉંચા નભના સંચારી પક્ષીરાજ તું આવ્યો હ્યાં,
ધરતીપર ત્યાંથી ઉડ પાછો, પક્ષ-હીનનો દેશજ આ
ફફડાવી પાંખો સોનેરી, રચ રસયંત્ર તું રસધરમાં !
વિશાળ વ્યોમ માપી લેને ન્હા સૂર્યકિરણના સરવરમાં !
ગિરિ શિખરે, ઘનમાં, ને નભમાં ઉંચો તું ઉડશે જ્યારે,
સૂર્ય બિમ્બથી સળગી ઉતરતા કરઅંબાર વિશે જ્યારે
સુવર્ણપક્ષની જશે ભભક ભળી, તે સમય તુજ કીર્તિને,
જોઇ જોઈ પૃથ્વીપરથી પૂજીશું ઉરમર્મથી અનુમોદીને
નહિ ઉડાયે પોતાથી પણ પ્રિયની વિમાનગતિ જોઇ,
રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ ! નીકર રહીશું રોઇ

સરસ્વતીચંદ્ર ભાગ ૧.

## ચંદ્રકાંતની રંક અવસ્થા જાણી સરસ્વતીચંદ્રને થતા વિચાર.

---

પ્રિય ચંદ્રકાંત, પ્રિય ભ્રાત, તુજ સંસાર દુઃખમય ભાસે,
મ્હારી આજજ ઉઘડી આંખ જુવે છે દુ:ખ તુજ મુજ પાસે !
દુઃખ દૈત્ય સમુ દેખાય,
તુજ કોરી કાળજું ખાય;
દુખ, અનેક ધરતું વેષ,
ત્હને વીંટી વળે ચોમેર,
તે મધ્ય ઉભો તું સૂર !
નથી દુખને ગણતો શૂર !
નથી ગણતો વિધિનો દોષ,
નથી ધરતો કોઈપર રોષ.
દુખ-પશુની મૃગયા કાજ જગત–વનમાં તું ધસે એકાત,
મન વ્યાયામે અમુઝાવી શરીર કૃશ કરે સુહ્રદ વિદ્વાન !
પ્રિય ચંદ્રકાત !૦

ધનબિંદુ કાજ તપ કરતો,
ધન આપું તો ન કર ધરતો,
ધન સંગ્રહ કાજે મથતો,
પ્રિય જનના દોષ ન ગણતો !
એ સ્વાર્થી જનોના લોભ તૃપ્ત કરવા તું બને ઉદાર
ધન-રૂધિર ચુસાયે ત્હોય અધન વિદ્વાન ધરે ઉત્સાહ !
પ્રિય ચંદ્રકાત !૦

તુજ કુટુમ્બ કૃમિનું જાળ,
ધરતું તુજ દુખનું ન ભાન,
કરતુ કોલાહલ નાદ
દેતું ન સ્વસ્થતા દાન,
છે સ્વાર્થી સગાં, ને નારી સ્વાર્થની સગી ત્હારી, ઓ ભાઈ !
તે પર તું વત્સલ રહે, દેહને દમે, તપસ્વી તું ભાઇ,
પ્રિય ચંદ્રકાંત !૦

નથી મ્હને મર્મ આ કહેતો,
અંતર્ગણુ અંતર રહેતો.
ધિક ધરતો હું અવતાર, ધિક ભંડાર ભર્યા ધનના મ્હેં !
ધિક કીધ સાહસથી ત્યાગ, ધિક ન રંકતા જોઈ ત્હારી મ્હેં !
મુજ દેશ હાથ તું રત્ન
દીધું વિધિયે, કરીને યત્ન.
તે ઉદરયાતના કાજ
ધુળ—ઢગલામાં ઢંકાય !
ઓ ભાઇ ! ભાઇ ! મુજ ભાઇ ! દુ:ખ તુજ જોઇ હૃદય મુજ ફાટે
હું થી થતો સુહૃદનો દ્રોહ; દેશનો દ્રોહ; જોઈ રહું આ તે !
પ્રિય ચંદ્ર૦
ધનવાન દેશમા ઝાઝા
ન ધરે અજ્ઞાનની માઝા
ધન ધુળ વિષે તે ભેળે
ધન જઇ સમુદ્રે રેડે
ધન પાપ પુંજમા પીણે
ધન ધુવે મૂર્ખ રસ હીણે !
ધનવાન સઉનાં માપ માપતી લક્ષ્મી નાચ નચવી આ
ગણવંતુ ગણિકા દઇ તાળી, નાચતી પછી ન્હાસતી પળમા !
શો ક્હાડું મૂર્ખનો દોષ ?
શીદ શોધું મૌર્ખ્યના કોપ ?
મુજ ભણ્યા ગણ્યા વિદ્વાન ઘણા ધનવાન તેય છે કેવા ?
ધન મળતા જડતા નવી ધરી ભણ્યું ભુલ્યા હોય બધું તેવા !
(પણ) શો ક્હાડું અન્યનો દોષ ?
શીદ ભરૂં પરનિન્દા કોપ ?
મુજ છેજ લક્ષ્મી આસન્ન
છે સરસ્વતી સુપ્રસન્ન
નથી ત્હોય કર્યો વિચાર
હજી સુધી તો મનની માહ્ય !
જગ જોવા ગૃહ તજી આવ્યો
પ્રિય સુહૃદ ન પણ પરખાયો !

# નરસિંહરાવ ભોળાનાથ.

## વિધવાનો વિલાપ.

(ચોપાઇ)

ચાંદની દશ દિશ ચળકી રહી, સરિતામા જાતી એ વહી,
રમે રમત લહરીની સંગ, સુતી રેત્યમા ઉજ્જવળ અંગ.
તટતરૂ નિરખંતા નિજ છાય, સુતો જે સરિતાની માંહ્ય,
ખેતર સઘળાં હાસ કરંત, દૂર ઝાડી બહુ ઘોર દીસંત,

ભુતડાં શાં વડવૃક્ષ અનંત, ઉભાં જ્યા દૃષ્ટિ તણો અંત
ત્યાં ચાદની કંઇ નવ ફાવતી, અથડાઇ પાછી આવતી,
ચંડ પવન શું વડજૂથડું, જુદ્ધ કરતું જ્યારે વડું
ઘોર ઘુઘાટ કરતું તેહ, સુણી કંપે સરિતાની દેહ.

કંપે તટતરૂ જળમા પડયાં, કંપે ઉપર તરૂ પાનડા
કંપે સઘળી શાન્તિ તહીં, ને કંપે ચંદા જળમાહીં
તોપણ એ સ્થળ રમ્યજ દીસે, રમવા જોગું સુર યુવતિને
પણ, જો ! પેલા વડઝુંડથી, ચંદા જેવી ઘનવૃન્દથી

નીકળી આવે દૈવી દેહ, શકે હશે વનદેવી એહ !
કેમ સંભવે માનવરૂપ, ગાત્ર આવુ ને કાન્તિ અનુપ ?
પણ, જો ! ધીરા પગલાં ભરી, આવી સમીપ વળી સુન્દરી
જો, ઢંકાઈ ગઇ તરૂ વૃન્દ, પાછી નીકળી જો, ગતિમન્દ

ને પાછી એતો નવ દીસે પાછી ચાલે ખેતર વિશે
એમ આવી પ્હોંચી એ અહી, નદી રેત્ય ચળકંતી જહી
ને આ ઉભી નદીને તીર, ને બેઠી જ્યા નિર્મળ નીર
માંહીં નીરખિયુ નિજ મુખડું, જેમા સ્પષ્ટ વસે દુખડું

હશે, હશે, એ માનવ ખરે, જો નેનથી આસુડાં ઢળે
ને ન્હાનકડુ આ શું દીસે, બાળકડું કંઇ ખોળા વિશે
છુટા કેશ અનિલમાં રમે, ને આખડી શી ચોગમ ભમે !
હા ! પણ, જો, કંઇ મધુર સ્વરે, વિલાપ એ સુન્દરી શો કરે?

## ગરબી.

[ આસો માસો શરદ પૂનમની રાત્ય જો, એ ઢાળ ]

હા દૈવ ! શું વિપરીત દુખડું દીધલું
કાં ન પડી હુ પ્હેલી રે મુખ્ય મોતને ?
જમડા ! ત્હેં મુજ જીવન લુંટી લીધલું
ઝડપી લીધો નાથ, અનાથ મુકી મ્હને.
મોત ઘડયું શીદ માનવને શિર ઇશ ત્હેં ?
ઘડિયું તો શીદ તરૂણ ઉપર પહેલું પડે ?
ને મોતે હરી લીધા તે શું કો સમે
વાતલડી કરવાનો મારગ કહી જડે ?
ઓ ચંદા ! તું જાણે સઘળી વાતને
જે મોતતણા દાસ અમે નવ જાણિયે
વિનવી કહેજે આટલું મ્હારા નાથને
" દાસી દીન ઉપર કંઇ રોષ ન આણિયે
ભુલી ન જશો નિજ દાસીને કંથ જો
સ્વર્ગ સુખે રહી એકલડા આનંદમા
મુજને દાખવજો એ સ્થળનો પંથજો
બોલાવી દોડી વળગીશ તમ કંઠમા "
અનિલ ! ત્હને કા ગમે રમત મુજ કેશ શું ?
નિર્દય જગના જનને એ નવ પાલવે
તો અળગી હુ સહુ થકી કોરે વસું
ન પડે રસ મુજને જગમાં કાંઈ હવે.
ઓ ઉચા, ઉચા, આકાશ ! તું કા મ્હને
ઉચકી લઈને નવ રાખે નિજ અંગમાં ?
છુટું ક્રૂર જગતના જનથી હું, અને
વસું સુખે આ તારલિયાની સંગમાં.
સરિતા ! તુજ હઇડે કેવો આ ચાંદલો ?
વસિયા તેવા મ્હારે હઇડે નાથજી
મ્હેં ન કીધો અપરાધ કદીએ આટલો
તોય ગયા રીસાઇને મુજને તજી.
તજી વળી આ બાળકડી જો બાપડી

કાં બાપુડી ! કોણ ત્હને પીડા કરે ?
નાણી દયા તુજ તાતે બેટા આપડી
વ્હેતાં મુકયાં આપણને દુખ સાગરે.
ઓ શીળી ચંદા ! ઓ સરિતા કોમળી
ઓ આકાશ ઉદાર ! અનિલ સુકુમારઓ !
ત્હમે નહી નિર્દય થાવાનાં કો ઘડી
મ્હાગાને મુજ બાળકીના આધાર છો.
જો આ અનિલ કુળો કર તુજપર ફેરવે
ચંદા ચૂમે તુજને પુરા પ્રેમથી
હાલેડાં ગાય નદી મુજથી મીઠે રવે
અહીં જગજન કેરી પીડા તુજને નથી.
આપણુ બે એકલડા અહી વાસો વસી
રહીશું સુખમા સ્મરણ કરી તુજ તાતનું
રમજે નદી લહરી સંગે મીઠું હસી
થાજે મોટી એમ રહી દિન રાત્ય તું.
ને મુજ લાડકડી જ્યારે મ્હોટી થશે
જગત બધું ધુમીશ ત્યારે નિજ જાત્ય હું
કદી મરે નહી એવો નર પછી ત્યાં હશે
પરણાવીશ મુજ લાડકીને તે સાથ હુ.

કુસુમમાળા.

---

## મત્સ્યગન્ધા અને શાન્તનુ.

---

ગરબી ( અસોમાસો શરદ...એ ચાલ )

"સન્ધ્યા રંગિત સરિતા—ઉર સ્વચ્છન્દમાં
નાચી રમતી લહરી છુ હુ વિલાસનીરે લોલ;
રમતી નાચતી કાલ્યે સિન્ધુ તરંગમા
ગુંથાઇ સુંદરા ગાતી શુચિહાસિનિરે લોલ.
વિસાળ વ્યોમજળે તરતી આનન્દમા
મુગ્ધ કપોતી છું હું ઉચ્ચવિહારિણીરે લોલ;
ચિન્તા નમ ધરૂ જરીએ શું ક્ષણ અન્યમાં
શિકારી કો મુજને કરશે ક્ષતધારિણીરે લોલ.

લીલાં વનમાં મનમાં આવે તેમ હું
દોડી રમતી મૃગલી છું જ મનોહરીરે લોલ;
સ્વચ્છન્દવિહારરતા કદીએ કેમ હું
પારધીના પાશ વિશે પડું મુદ હૃદ ધરીરે લોલ ? ”

**અનુષ્ટુપ્** ગીત ગાતી મીઠું મુગ્ધા, સુન્દરી માછીની સુતા,
નચાવી નાવડું આવે, એકલી એહ કન્યકા.

**વસંતતિલકા** કો કોકિલા વનવને ઉડતી જ હર્ષે.
માધુર્ય કંઠ મહીંથી અવિરામ વર્ષે;
એવો ભર્યો મધુર આ રવ આમ રેલે,
માધુર્ય આ સરિતના જળમાહિ રેડે.
સન્ધ્યાનું તેજ સરિતા જળમાં પુરાયું,
ચંદ્રાનું તે ઉપર કાંઇ ઝીણું છવાયું;
એ તેજ સંગમ વિશે રવ એહ તર્તો;
ને તીર કુંજ છુપી શાન્તનુ પાન કર્તો

**દ્રુતાવલંબિત** કુદતું નાચતું નાવડુ આવતું,
અતિ મનોહર સુન્દરી લાવતું;
અનુપ ગીતસુધા વરસાવતું,
નૃપતિ શાન્તનુને લલચાવતું.

**અનુષ્ટુપ્** નાવડું તટને સ્પર્શ્યું, સહસા તીર કુંજથી,
રાજા પાસે ધસી આવ્યો, મુગ્ધા થોભી જ ગુંજતી.
લજ્જાએ રંગ પુરીને, ગુલાબી મૃદુ ગાલમાં;
સન્ધ્યાના મુખની શોભા, હરી છે ક્ષણવારમાં.
નદી પાર જવા કેરી રાજાની પ્રાર્થના તહી,
કર્તવ્યવશ એ બાળા, તુચ્છકારી શકી નહિ
જાતા મધ્ય નદી રાજા, હલેસું કરમા ગ્રહે,
થોભાવી નાવડું વાર્તા, અંતઃકરણની કહે.

**શિખરિણી** “ કુરંગી ઓ મીઠી ! હૃદયવન લીલું મુજ ઘણું,
વહે છે આજે ત્યાં, ઉછળી મધુરૂ પ્રેમ ઝરણું,
ફરી સ્વચ્છન્દે એ, વન મહીં મૃગી તું વિહર્યને;
મહીં એ નાચંતા, ઝરણતણું તું પાન કર્યને.
કપોતી ! આકાશે, ઉડતી મન માની તું ભમતી,

પરંતુ ત્યાં ગાજ્યો, ઘન કદી અને વીજ ચમકી;
ખરે તે વેળા તું; થરથરી જઇ દીન બનશે;
ભલે તો તું ગાતી, મુજ હૃદય કુંજે સ્થિર વસે.
રમન્તી સ્વચ્છન્દા, સરિત લહરી ઓ મધુરી તું !
અરે શાને કાલ્યે, જલ નિધિ તરંગે ભળી જવું !
અહી આવ્યો પોતે, કુદી ઉદધિ મોજો તુજ કને,
ભળી જાને આજે ! સ્વરૂપ ઝટ એ એકુજ બને"

અનુષ્ટુપ્ મુગ્ધા મૂઢ બની ઉભી, અબોલા ક્ષણ વાર એ;
ક્યાં ? કોણ ? શું ? આ બોલે, જાણે નહિ લગાર એ

વસંતતિલકા નીચું નિહાળતી રહી જળ માંહી બાળા,
શું એ ગણતી તરતા પ્રતિબિમ્બ તારા !
આકાશ, તીર, તરૂવૃન્દજ આસપાસે
મુગ્ધાની આંખ્ય સમીપે તરતાંજ ભાસે.

અનુષ્ટુપ્ દૃષ્ટિએ દૃષ્ટિ ના જોડે, મુગ્ધા નિશ્ચળ જો ઉભી;
પોતે નાહિં જુવે એવા, વિચારોદધિમાં ડુબી.
સ્થિતિ આ નીરખી રાજા, અર્ધમીલિત લોચને,
મધુરૂ મધુરૂ જોતો, સુન્દરી વદને હવે.

દ્રુતવિલંબિત અલી અપૂર્વ મનોહર સુન્દરી !
હૃદયની કહું વાત ત્હને ખરી;
હૃદય આ ઉછળી ઉછળી દમે,
તુજ કૃપા વિણ એહ નહિ શમે.

અણગણ્યા નભ તારક આ બધા,
વળી સનાતન વ્યોમ ઉદાર આ;
સ્થિર ઉંડા મુજ પ્રેમની સાક્ષી દે;
સુખનું પાન હવે મધુરાક્ષિ ! દે.

અલી ! તું જો,–મુજ પ્રાર્થનને પુરૂ,
દઇ રહી અનુમોદન ઉજળું
વિમળ વ્યોમ ફરંતી અતન્દ્રિતા,
સ્મરસખી હસતી નવચન્દ્રિકા "

વસંતતિલકા
ફીકી ઉડી જઇજ ચાંદની વ્યોમમાથી,
આવે ઉષા મૃદુ-કપોળ ધરી ગુલાબી;
એવી મનોજ્ઞ લહરી સ્મિત કેરી ઝીણી,
મુગ્ધા તણા વદનમાં ઉગી જો ! નવીની.
મીંચ્યા કંઇ કંઇ ખીલ્યા નયને અતન્દ્ર,
મુગ્ધા જુવે જળ વિશે તરતો જ ચન્દ્ર;
ને દર્શનો વિવિધ જાગૃત–સ્વપ્ન કેરાં;
જોતી તરત જળમાં કંઈ ચીતરેલાં.

અનુષ્ટુપ્
પાસે પાસે જતો રાજા, સ્પર્શિયો, સ્પર્શિયો નહિ,
બોલી બોલ ન મુગ્ધા એ, સ્વસ્થાને જ ઉભી રહી.
લજ્જા રેખા કપોલે જો ! મધુરી મધુરી પડે,
એજ સંમતિ માનીને નૃપ સુન્દરીને અડે.

દ્રુતવિલંબિત
હૃદય સુન્દરીનું ધબકી રહ્યું,
ઉછળી લોહિ રગે રગમાં વહ્યું;
અનુભવીજ નવી સ્થિતિ સાધ્વસે,
જહી કુતુહલ હર્ષ વળી વસે,
વિકસી રોમ રહ્યા મૃદુ ગાલમાં,
અધર કાંઇ સમીપ જ આવતાં,
સ્મિત મનોહર સુંદરીએ કર્યું,
નૃપતિ શાન્તનુનું ચિતડું ઠર્યું.

હૃદયવીણા.

---

## ઉત્તરા અને અભિમન્યુ.

---

અનુષ્ટુપ્.
" ધાઓ, ધાઓ, અરે નાથ, ! ઉગારો અગ્નિઝાળથી
લવતી ઝબકી જાગી, નવોઢા આંસુ ઢાળતી.

વસંતતિલકા.
"મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી !
કોણે ત્હને મધુર નીંદર માહિં ડારી ?
સુતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ
તે ભુલી કોણ રમતો અહીં મૃત્યુ સંગ !

એવું વદી જ રણધીર નવીન નાથ.
હાથે ધીરે ધબકતુ ઉર ઉર સાથ,
ખીલી ગુલાબ કળી ઝાકળ બિન્દુ ધારે,
એવા કપોલપર આસુ ધીરે સમારે,
ને સ્પર્શી ત્યહાં અધરથી મૃદુભાવ ધારી
પુછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી;—
" શુ છે ? મીઠી ! થયુ શું ? આવડી કેમ કાંપી ?
મુગ્ધા ફરી હૃદય સાશ ધીરેથી આપી.

અનુષ્ટુપ.

ઉખેડી ભૂમિથી નેનો, રોપિયા પતિ નેનમાં,
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં, આંસુડા ગૂથીને નવાં.
ફરી કંઠ ઉંચો કાંઇ, અબોલા ક્ષણ એ રહે;
પછી દીન બની સ્વપ્ના,તણી વાર્તા બધી કહે.—

ઉધોર.

" આજે નાથ ! બન્યું વિપરીત,
ત્હમને તે કહુ શી રીત્ય ?
જાણે પુરૂષવેષ જ ધારી,
મ્હે અશ્વે કરીછ સવારી;
ધારી ધનુષ બાણ હું ચાલી
મૃગ્યા કાજ વનપથ ઝાલી;
સુન્દર એક ત્યા સહકાર.
તે પર બેઠું છે સકુમાર,
જુગલ કપોતકેરૂ મીઠું,
કરતું પ્રેમકેલિ દીઠું.
મૂર્ખી હુ ખરે બની કાંઇ.
બીજું કાંઈ સુઝયું નાહિં.
ને શર ફેકી નર તરૂડાળ—
પરથી પાડિયો તત્કાળ,
સહસા ત્યાંહીં અગ્નિ જ્વાળ
ઉપની કપોતી કેરે ભાળ;
કુદતો એહ અગ્નિ કરાળ
આવ્યો મુજકને ભરી ફાળ;
જીવ્હા તીવ્ર નચવી અનેક

મુજને વીંટી વળિયો છેક.
છોડી સર્વ બીજાં અંગ
અંબોડો ધર્યો નિઃશંક,
છળીને એકદમ પછી જાગી
કરવા રૂદન હું તો લાગી."

સોરઠો. એમ વદીને નાર સહસા આંસુ રેડતીઃ—
"સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથઓ ?
અભાગણી હુ મોઈ ! ઉંધી મતિ શાણે સુઝો !
બીજાું જડયું નહી કોઈ ? કપોત પ્રેમી શેં હણ્યો !

વસંતતિલકા. "શાને મીઠી ! તું ગભરાય અરે અતીશે ?
આ સ્વપ્નમાંહી નવ વાસ્તવ કાંઈ દીસે—
જો ! પેલી વાગી રણ દુંદુભિ રમ્યઘોર !—
રે ! અશ્વ ! અશ્વ !—સખિ કંઠ હવે તું છોડય"

ઉધોર. "વ્હાલા ! ન્હોય દુંદુભિનાદ
એતો મેઘ ગાજ્યો આજ;
બધન કંઠનું કયમ છોડું ?
મુજને ભય નથી કંઇ થોડું;
પેલી અગ્નિ કેરી ઝાળ
આવે એ ! જુઓ, શી કરાળ !—

શિખરણિ. "અરે ઘેલી ! એ શું, બકતી ?
બધી એ સ્વપ્ન ભ્રમણા—

દ્રુત વિલંબિતઃ તુરંગ જો ! મુજ કાંઈ ખુંખારતો.
'રણ ચઢો' કંઇ એમ, પુકારતો;
નહિ વિલમ્બ હવે કરવો પ્રિયે !
કદીજ ધર્મ તજ્યો નથી ક્ષત્રિયે."

ઉધોર. "ક્ષત્રિય ધર્મ જો પ્રિય થાય
તો તો કરી કોટિ ઉપાય
સર્વે સંકટોથી નિત્ય
અબળા રક્ષવી એ રીત
પેલી તીવ્ર અગ્નિ જ્વાળ

મુજ પુંદ્દળ ફરે ચિરકાળ
ત્હેનાથી બચાવો નાથ !
અબળાનો તજો નવ હાથ."

**વસંતતિલકા.** " છે એક જો સબળ નિર્બળનોજ પાતા;
વ્હાલી ! હવે સ્થિર થઇ ધર ચિત્ત શાતા.
જો દેખું આ અસિપ્હણે ચમકે અનંત
ને ચિત્ત આ ચમકીને બન્યું વેગવંત."

**દ્રુતવિલંબિત.** અધર વેગથી અધરે અડી
નૃપકુમાર પ્રિયા અળગી કરી
ત્વરિત અશ્વ પલાણી પળ્યો રણે,–
તુરગનાં પગલાં યુવતિ સુણે.

**અનુષ્ટુપ્.** દૃષ્ટિપાર થયો કાન્ત, પદધ્વનિ ગયો ડુબી
ભુલી ત્રિકાળને મુગ્ધા, અનિમેષ રહી ઉભી.

**હૃદયવીણા.**

---

## માનવબુદ્બુદ.

---

### રોળાવૃત્ત.

જન સમુદાય વિશાળ સિન્ધુ ત્હેમા બુદ્બુદ હું
શો કરતો ફફડાટ ! મદે ભર્યું શુ વળી કુદવું !
તરંગરાજ અનંત, નાવ મ્હોટા જે ગળતા,
તે પણ ક્ષણમા પડે, ત્યા મુજ તે શી ગણના ?
ક્ષણપર હું ઉપન્યો, ડુબીશ બીજી ક્ષણ જાતાં,
પણ તે અરસામાહી રંગ વિધવિધ મુજ થાતા,
કોવેળા આ વ્યોમવરણ ભુરો મુજકાયે,
કોવેળા ગભીર રંગ ઘનતણો છવાયે,
ને વળી કદી સહુ રંગ ભળે ઇન્દ્રધનુષ કેરા,
પીળા, ભુરા, લાલ, બધા આછાને ઘેરા,
તે સહુનું પ્રતિબિમ્બ પડે મુજપર કો સમયે,
તે ધરી લહું આનંદ, અકથ સુખ ત્યા મુજ હૃદયે,

ને કદી ઉજ્જવળ અંગ કનકશું ધારી હરખું,
જ્યારે રવિનું બિમ્બ ઉપર લટકંતું નિરખું;
કદી ચન્દ્ર નિજ શાન્ત નજર કરી મુને નિહાળે,
ત્યારે તો મુજ કાન્તિ રુપેરી રંગે મ્હાલે.

**કુસુમમાળા.**

---

## મધ્યરાત્રિયે કોયલ.

---

### વિષમ હરિગીત.

શાન્ત આ રજની મહીં મધુરો કહીં રવ આ—ટુહૂ—
પડિયો ઝીણો શ્રવણે અહીં ? શું હું સ્વપ્નમાં સુખ આ લહું ?
મન્દ વાઇ સમીર આ દિશ જો વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન, એ તો ગાન પેલી ગાય કોયલ માધુરી.

મધ્યરાત્રિ સમે ત્હને અલી કોકિલા ! શું આ ગમ્યું ?–
હાં, મેહુલો વરસી રહ્યો તેણેથિ તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહીં તું રેલતી,
આ રમ્ય રાત્રિ મહીં અધિક આનંદ ગાને ખેલતી.

નીતરી રહી ધોળી વાદળી વ્યોમમાં પથરાઈ આ,
ને ચાંદની ઝીણી ફીકી વરસી રહી શી સહુ દિશા ?
ગાન મીઠું અમીસમું તેણે ભર્યું તુજ કંઠમાં,
આ શાન્તિ અધિક વધારતું તે જાય ઉભરી રંગમાં.

નગર બધું આ શાન્ત સુતું, ચાંદની પણ અહીં સુતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી,
અનિલ ધીરે ભરે પગલાં પળે શાન્તિ રખે સહુ,—
ત્યાં ઉછળતી આનંદ રેલે કોકિલા બોલે—ટુહૂ !

સૃષ્ટિ સઘળી શાન્ત રાખી મુજને જ જગાડતો
ટહુકો મીઠો તુજ પવન લહરી સંગ જે બહુ લાડતો;
ગાન તુજ સીંચે હૃદયમાં મોહની કંઇ અવનવી,
ભુલી ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઇડું દોડે તવ ભણી,

દોડી ખેલે મધુર તુજ ટહુકાની સગે રંગમા,
આનંદ સિંધુ તરંગમાં નાચતું એ ઉછરંગમાં;—
હા ! વિરમી પણ ગયો ટહુકો, હૃદય લલચાવે બહુ,—
ફરી એક વેળા, એક વેળા, બોલ્ય, મીઠી ! કુહૂ, કુહૂ !

કુસુમમાળા.

---

## કાળચક્ર.

---

### રોળાવૃત્ત.

મહા નદીનો ઓઘ ઘુઘવતો ચાલ્યો જાએ
કાળચક્રનો ત્યહાં પડે ચીલો ન જરાએ;
ગગન ચુમ્બી ગિરિરાજ ધડયો કઠ્ઠણ પથરાએ,
કાળતણું ત્હા ચક્ર ઘસાઇ ખાંડું થાએ.
ધ્યાન ધરતો ઉંડું પડયો નભભણી નિહાળે
સિન્ધુરાજ ગભીર ઘોષ કરતો કંઈ મ્હાલે,
કાળચક્ર જે ઘુમે ન્હાનુશું ત્હેની નજરે
હસી મંદ તે ભણી લગીરે મન તે ન ધરે.
ને છેદી ગિરિશીશ ચણે મંદિર મ્હોટા જે,
નિજ આજ્ઞા અનુસાર ખેંચી નદીઓને ગાજે,
નાચે સાગર પીઠે, ન જાણી મહિમા ત્હેનો,
બેસી કાચલા માંહી જગતધણી માનવ તે તો,
તે તો માનવરાજ, ઘુમે જે ગર્વે ભરિયો,
લઈ મંદિર નિજ સાથ સાથ લઈ નાવ નગરિયે.
ચક્ર અડંતા વાત કાળતણું, થાએ ચૂરો,
ને જાણ્યુ નવ જાય જાય ક્યા ઉડી શૂરો.

કુસુમમાળા.

# દોલતરામ કૃપારામ પંડ્યા.

## ઇંદ્રજીત મંદોદરી સંવાદ.

### ઉપજાતિ.

રામા રમે ખેલ નવા નીરાતે, જઇ ઠર્યો ત્યાં યુવરાજ ખાંતે
પગે પડીને કરવા પ્રણામ, નીચો પડયો પાદપ પાટ ઠામ.
વૃતાંત ચેતી જઇ સર્વ શાણી, જોઇ રહી અર્ધ ઘટીક રાણી
સંકોચ વક્ત્રામ્બુજમાં ભરાય, જાણે નિશાચાર થકી ગ્રહાય.
માતા અતિશે ગભરાઈ ત્રાસે, સમૂળગી એ કરમાઈ જાશે
કલ્પાન્તથી ચિત્ત કરે વિલાપ, પુષ્પે પડે છે વડવાગ્નિ તાપ
એ વાતને તત્ક્ષણ ચિત્તધારી, બોલ્યો ગિરા એ રણધીર સારી
સ્તુતિ કરી વાત કરે નમીને, ગણેશ જાણે સતી પાર્વતીને
"થતાં મ્હને જોઇ સદાય રાજી, ઉદાસ દેખું પણ આજ માજી
નિર્માલ્ય ફુલ્લામ્બુજ વક્ત્ર શાથી? ચિંતા વધી શી અવળી ક્રિયાથી?
નથી જરાએ ઉતપાત કીધો, સંગ્રામ માગી મનથી ન લીધો
વાગ્યો ચઢી શત્રુ નિવારવાને, બીડું લઇ હર્ષ દીધો પિતાને
ખાળી ગયો લંક પ્રદેશ એક, વાલીસુતે ગાળ દીધી અનેક;
પાડી પિતા મુકુટ લીધ નાક, કયા છે અમારો તલભાર વાંક?
પાછા જતા હોય હજી કદાપિ, ફુટેલ કાકો મુજ હાથ આપી,
સીતા તણી કોઇ ચઢે ન વ્હારે, છારો નથી રીસ પછી અમારે.
હાથે કરીને પણ રાઢ માગી, પછાડવા દે તવ એ અભાગી;
વિદેહ કિષ્કિન્ધ ન આ અયોધ્યા, લંકા વિશે એ જડશે ન શોધ્યા.
સંગ્રામ ઈંદ્રાદિ સમીપ કીધો, ત્હેમાં નથી સંશય લેશ લીધો;
તરી મહાસાગર આવવામાં, ડુબીશ શું હું હલકા ધરામાં.
રાખો જરા હિમ્મત માત મ્હારી, પાળો ચણ્યામાં નહિ હોંશિયારી,
શું થાય એવી દશબાર બાધ્યે, દોઢા જનોને લઈ જાઉ કાંધે.
કરાવતો સ્નેહ કદાચ શંકા, સૈનિક તો જો વિરલા અટંકા;
વળી જુઓ આ તતબીર મ્હારી, છે અંબિકાની પણ મ્હેર સારી.
લીધો જીતી મેં સુરવર્ગ સર્વ, હણ્યો રસાતાલનરેન્દ્ર ગર્વ;

જો રામ મ્હામે જીત માત થાશે, ત્રિલોકમા કીર્તિ ઘણી ગવાશે.
નિઃશંક થાશે જય આજ મ્હારો, અન્યોન્ય કેરા બળને વિચારો,
ક્યા બાળ બે વાનર રીછ સાથ, ક્યા વીર સેનાન્વિત લંકનાથ.
જતો યદા શત્રુ મહાન સામે, આજ્ઞા કરી બ્હીક ધરો ન નામે,
થઈ દયા આ વખતે તમારી, બે બાળનો બ્હારવરો વિચારી.
સુતો જગાડી યમ, મોત માગે, ત્હેને હણ્યામા નહિ પાપ લાગે;
અમસ્તકા શું કરવા મુઝાઓ, લેવા મ્હને ઘો જગજીત લ્હાવો.
જેણે ગ્રહ્યો છે જય વાવટાને, દયા અને ભીતિ ધરે ન ત્હેને,
સત્તા અને દુશ્મન દાવ જાતા, ફરી ફરી હાથ ચડે ન માતા,
માથે રહ્યો છે અરિ આમ ગાજી, આજ્ઞા વિના ના ફરકાય માજી,
આપો વિચારી જનની ! કરારે, આજ્ઞા અને આશિષ વારવારે.
સંગ્રામનો સંનિધ કાળ આવે, મ્હને મહા ઉત્સવ તુલ્ય ભાવે,
ફરી ફરીને નહિ લાગ આવે, જો માત ત્હારા મનને મનાવે.
મંદોદરી માત હુ પાય લાગુ, ફરી ન ત્હારા સમ કાંઇ માગું;
પુલાય ધાલી અરિ આમ ઘેરો, આજ્ઞા કરો આટલી આજ કેરો."
એ રીતિના નમ્ર વદી વચંન, ઉભો રહ્યો માત સમીપ તન,
ત્વરા વધી છે રણમા જવાની, પ્રભુ રૂઠ્યે બુદ્ધિની થાય હાનિ.
અનીતિને નીતિ વિવેક ધારી, ઐશ્વર્ય સીતાપતિનું વિચારી,
જાણી હઠીલા પતિ દૈવજાત, સંતાપથી કંપિત માત જાત
સમી શિળે સીત ન આપવાના, બની ગયા પુત્ર પિતા દિવાના,
બેદાન મેદાન થઇ જવાના, તથાપિ કે'નાર નથી જ "માન્યા."
છઠ્ઠી તણા લેખ ન થાય કોક, ભલે ધરે કો હદપાર શોક,
રણાગણે જો અવસાન થાશે, લંકા જતા સ્વર્ગ નિવાસ થાશે.
ખરો કરી નિશ્ચય એ પ્રકાર, બોલી મૃગાક્ષી મનનો વિચાર,
ચિંતા છટા ન્યાય દયા સહિત, જતાં જતાએ જયમ થાય હિત.

"ભરી તમે અંતક સાથ બાથ, જાણી ધર્યા પાવક મધ્ય હાથ,
પડે તમારા સહુ વક્ર પાસા, તોએ કહો શી જીતવાની આશા.
પીડ્યા સખા સામદને પ્રજાને, સસાર્થ કે'તા કનડ્યો સગાને,
સતી તણા શાપ ખરા થવાના, આ યુદ્ધમા તો નહિ ફાવવાના.
સીતા હરી ઝેરનુ બીજ વાવ્યું, કુદષ્ટિ પાણી કડવુ સિંચાવ્યુ,
ઝેરી ફુકાર્યા અભિમાન વાત, મીઠા ફળોની કરવી ન વાત.

કપિ કપિ તો પણ રોળ વાળી, ગયો ત્હમારી નગરી પ્રજાળી;
એવા મળ્યા આ રણમા અપાર, જશે અલ્યા ભાઇ ! ખચીત ભાર.
સુવર્ણ લંકા મણિયુક્ત મ્હેલ, સુપુતને કુળવધૂ ઠરેલ,
સ્વધર્મ ખ્યાતિ અધિકાર સાજ, બેઠું જવા એ સરવસ્વ આજ.
લીધા ઘણા માન વિમાન મધ્ય, ખાધાં પીધાં લાડ કર્યા અવદ્ય,
નથી રહ્યો વૈભવ એક ન્યૂન, આજે બધુએ પરવાર્યું પુન્ય.

પ્રત્યક્ષ જોવા કૃતિ પુન્ય પાપ, અયોગ્ય ચેષ્ટા રીતભાત આપ;
આવી ધરી સીતનું રૂપ છાની, શાને ધરો હિમ્મત અબિકાની.
મહેશને જે અધિકાર આપે, બ્રહ્માણ્ડ સ્થાપી પણ જે ઉથાપે;
તે રામની આમ રખાય રામા, સંકલ્પ એ શા કરવા નકામા ?
વળી થશે તુ કુળનું કલંક, જો ખોઇ આવ્યો રણ મધ્ય લંક,
હારી રહ્યો જો મુખ તુ બતાવા, અત્યારથી તો નહિ દેઉ જાવા.
ચેતાય તો તો હજુ ભાઇ ચેતો, દેશે ક્ષમા રામ કૃપાળુ એતો;
જો ના ઉગે ચિત્ત ન તો ઇલાજ, ભલે રણે સિંહ સમાન ગાજ.
જો રાઢ થાતા જય પૂર્ણ પામે, કરીશ ના તો અપમાન નામે.
બેસારજે તું રથ મધ્ય રામ, સ્તુતિ કરીને કરજે પ્રણામ.
હારી જતાં પુઠ રખે બતાવો, દેહાર્થ બેટા ! શિર મા નમાવો;
જીવ્યા છતાં જ્યાં અપકીર્ત્તિ મર્ણ, થજે રઘુનાયક બાણ શર્ણ.
ખોવાઇ જાશે કદી પુત્ર વ્હાલો, થઇ જશે એ કદી કેર કાળો;
લંકાપુરી જીર્ણ અરણ્ય થાશે, તથાપિ ત્હારો જીવ શિવ થાશે.
નથી કરી ત્હેં કૃતિ એક સારી, અન્યાયની બુદ્ધિ હમેશ ધારી,
પુણ્યૌધના પૂર્વજના પ્રભાવે, પ્રભુ મળ્યા તે પણ વેરભાવે.
માટે હવે શો કરવો વિચાર ? સંભારતા ઇષ્ટ થવું તૈયાર,
થઇ જજો લક્ષ્મણ રામ સામે, સુકીર્ત્તિ કે મુક્તિ સદૈવ પામે.
લક્ષેન્દ્ર વજ્ર સમાન બાણ, શ્વસુરની ફેણ સમો કૃપાણ,
કામાસ્ત્રની તુલ્ય કુલિશ ધાર, ત્હને હજો લાખ હજારવાર.

વસો કરે કાર્તિક પર્શુરામ, છાતી થજો હિમ્મત કેરૂં ધામ,
રેજો દિલે પૂર્વજ વીર્ય ધારી, ત્રિમૂર્તિ રક્ષા કરજો ત્હમારી.
રૂંવે રૂંવે રૂદ્ર રહો નિહાળી, વસો લલાટે પણ ભદ્રકાળી,
રખે ખુવો લંકતું પુત પાણી", એવાં વદી આશિષવેણ રાણી.
અંતર્વ્યથા અંતર મધ્ય રોકી, કરામ્બુજે પુત્રની પીઠ ઠોકી,

માથે મુક્યા બે કરને વશેક, ગંભીરતાથી ધરી લેક ટેક,
આજ્ઞા અને આશિષ ચિત્ત ધારી, શક્રારિ લાવ્યો મનમા ખુમારી,
કરે નમસ્કાર ફરી ફરીને, જોવી નથી જેમ પુનઃ સતીને.
હજી લગીયે સુઝ ના લગાર, અફાળતો હાથ ગયો સુરાર,
થશે ફરી બંધન એ ભયેથી, શું સિંહ છુટયો નિજ પાંજરેથી.
કાલે સ્હવારે સતીએ જણેલો, હજી લગીતો દૂધથી ભરેલો,
ચાલ્યો કરાવા સતીધર્મ ભંગ, બલિષ્ઠ ત્યારે જગમા કુસંગ.

ઈંદ્રજીતવધ કાવ્ય.

---

## લોભ.

---

### ભુજંગી.

જવુ એક દ્હાડે યદા જો મરીને, પછી કામ શું દામને સંગ્રહીને,
પછી પ્રીત દારાતણી હોય કેવી, પછી શી સગાઇ સગા સાથ લ્હેવી ? ૧
થવાના જનો કાળના સર્વ ચારા, પછી પાપના બાંધવા કેમ ભારા?
પછી શા દગા વેર વિશ્વાસઘાત, પછી કેમ માયા વિશે સન્નિપાત ! ૨
યદા નામનો થાય છે સઘનાશ, પછી આશ પર્યંત શી જાય આશ,
પછી કીર્ત્તિ પૃથ્વીતણો મોહ કેવો, પછી ભાર આભાર શા કાજ લેવો ?૩
નથી ફાવવાના યદા કાળ સ્હામે, પછી આદરે સાહસો કેમ હામે,
પછી રાત દ્હાડો નહિ શે વિરામે, ભજી લક્ષ્મીને ઇષ્ટનું દેન નામે ૪
રમાનો લગારે કરીને ભરૂસો, રખે ભુલભુલામણી મધ્ય ઘુસો,
ધરે ના અજંપો ગતપ્રાય સારૂ, નથી આપણુ ત્યા કશું મ્હારૂ ત્હારૂ ૫
નથી દેહ પોતાતણો તોય હાથે, પછી ખેંચવો કેમ સંસાર માથે,
પછી ધારવુ કેમ દેહાભિમાન, ચલા લક્ષ્મીનું ધારવુ કેમ ધ્યાન ? ૬
જવાનું જવાનું જવાનુ જરૂર, પછી રાખને કુમળું કાક ઉર,
પછી આકળો લોભમા શું ફસાય, પછી આમ બ્હેબાકળો કેમ થાય ? ૭
ફરે છે યદાકાળનુ શીશ ચક્ર, પછી શુ ગળે પારકું દ્રવ્ય, નક્ર,
પછી રોજ સુઝે નવા કેમ ચાળા, પછી શે કરે કર્મ ના છેક કાળા ! ૮

બળી ભસ્મ થાશે સુરૂપી શરીર, નહિ હોય તેને મહામૂલ્ય ચીર,
નહિ હોય ત્હેને જરા લાડપાડ, રહે શ્વાનને ચાટવા માત્ર હાડ. ૯
ધરે કીટને કર્મના વીંટ કાયા, નથી રાખતા તે વિશે સુજ્ઞ માયા,
નથી આપણી સાથ ત્હેને સંબંધ, નથી યોગ્ય, જાણી થવું છેક અંધ ૧૦
ધરે શ્લેષ્મને નર્કને રક્તસ્થાન, ધરે તેહને આટલું શાનું માન !
ધરે કેમ ગંધાણને મોગરેલ, ધરે જ્ઞાન ત્હેનો કર્યો ક્ષુદ્ર મેળ. ૧૧
કશી છે શરીરે કહો ભાઇ શોભા, પડ્યા રોમના જેટલા યત્ર ગોભા,
કશું છે ધનીના વપુ કેરૂં મૂલ્ય, રહે શેષમાં કાજળી અસ્થિ ધૂળ ૧૨
બન્યુ માટીમાંથી વપુ થાય માટી, પછી શું રમા જોઈને જાય ફાટી,
પછી શી અનુકૂલતા ભાતભાત, ધરે માટીનો સુજ્ઞને ના ઉચાટ. ૧૩
બન્યો પંચમહાભૂતનો દેહ એક, પછી શો પરાયા વિશે હોય ટેક,
પછી આત્મા કારાગૃહે મોહ કેવો, પછી દૈન્ય ધારી રમા શાની સેવો ! ૧૪
નથી કોઇ અદ્યાપિ પર્યંત ફાવ્યો, નથી દેવને ઘેરથી કોઇ આવ્યો.
વળી કાળથી ઇંદ્ર તોએ ચવાયો, અરે ! તું ન સંસારથી તોય કાયો ૧૫
હતું ના હતું થાય જોતાં હમેશ, નહિ નામ કે ઠામનું સ્મર્ણ લેશ,
પછી લોભથી શું ભમે દેશ દેશ, ઝપાટે ઉડી આ જશે ભવ્ય વેષ. ૧૬

સુમન ગુચ્છ.

---

## અભ્ર.

૧

[પશુ ! ક્‌હોને આ છૈયા ક્‌હોના રે, કોઇ મ્હોટા અને કોઇ ન્હાનાં.
આ છૈયાં ક્‌હોના રે ટેક

રસદારને શ્યામ સ્વરૂપ રે, ચંચળતામા મનના ભૂપ—આ છૈયાં
ઘડી સામાસામી અથડાય રે, પડે જુદાં ને ભેળાં થાય—આ છૈયા.
કરે સાથે મળી કીકીઆરી રે, દોડવામાં બહુ હુશિયારી—આ છૈયા.
શિરે ગાગર જળની ધારી રે, જાણે સિંચે શકુંતલા વારિ—આ છૈયાં.
કોઇ તેજોમય થઈ જાય રે, સ્નેહે શોભિત દુષ્યંતરાય—આ છૈયા.
બહુરૂપી ધરે બહુ રંગ રે, ક્ષણમા થઇ જાય અનંગ—આ છૈયાં.
સૂર્યરાયથી યુદ્ધ ચલાવે રે, એવા છૈયા મ્હને મન ભાવેરે—આ છૈયા

૨

અલિ ! જોને આ બાળ રૂપાળા રે, ત્હારા અંગ સમાં રઢિયાળાં.
આ બાળ રૂપાળાં રે. ટેક.
અલિ ! અંબુધિનાં એ છોરા રે, કોઇ શ્યામલડાં કોઈ ગોરાં—આ બાળ.
કરે તાતથી એ તો સવાઇ રે, ન્હાયે સ્વર્ગ વિશે ધાઇધાઈ—આ બાળ.
તાત ખારો ને મીઠા સુજાત રે, કરે સ્વાતિમાં મોતીના પાત-આ બાળ.
કરે ગર્જના તાતથી ભારે રે, અભ્ર સપ્તભુવન સંભારે—આ બાળ.
લેશ આળસનું નહિ નામ રે, અષ્ટ જામ કરે શુભ કામ—આ બાળ.
શૂર શાણા અને સપીલા રે, પરમારથમા મમતીલા—આ બાળ.
ભલા "આભલા" નામ ધરાવે રે, જાણે કૃષ્ણ અનેક સુહાવે રે-આ બાળ.

સુમન ગુચ્છ.

---

## ઉદ્યોગ.

---

હરિગીત.

ઉદ્યોગ કેરો યોગ લ્હેરો ભોગ કેરી આણશે,
ઉદ્યોગ દઇ આનંદ જનનાં કષ્ટ સર્વે કાપશે,
ઉદ્યોગથી શ્રી, વિજય, ભૂતિ, ઘેર ચાલ્યા આવશે,
ઉદ્યોગથી જન કેસરી સમ જગત મધ્યે મ્હાલશે.

ઉદ્યોગથી યશપૂર્ણ દુષ્મન ચૂર્ણ જગમા થાય છે,
વ્યાધિ ઉપાધિ આધિ ટળતા પાપ પણ બળી જાય છે.
છે લોહ જેવો દેહ ચઢશે કાટ જો નહિ વાવરો,
પેસી સજો નિખેરશે પછી લેશ રૂહે નહિ પાધરો,

જર્જર થશે ને સત્ત્વ જાશે, ધારશે નિર્માલ્યતા,
ઉદ્યોગના જળ રહિત છે રસહીન શુષ્ક વપુલતા.
ઉદ્યોગ સાથે લગ્ન વક્ષ્મી અચળ, ચળ તોપણ, કરે,
ઉદ્યોગની સાથે વસે, ઉદ્યોગ સાથે સંચરે.

ઉદ્યોગથી કીડી તથાપિ ધાન્યનો સંગ્રહ કરે,
ઉદ્યોગથી મધમાખ ઉત્તમ મધુતણો સંચય ભરે,

બળી ભસ્મ થાશે સુરૂપી શરીર, નહિ હોય તેને મહામૂલ્ય ચીર,
નહિ હોય ત્હેને જરા લાડપાડ, રહે શ્વાનને ચાટવા માત્ર હાડ. ૯
ધરે કીટને કર્મના વીટ કાયા, નથી રાખતા તે વિશે સુજ્ઞ માયા,
નથી આપણી સાથ ત્હેને સંબંધ, નથી યોગ્ય, જાણી થવું છેક અંધ ૧૦
ધરે શ્લેષ્મને નર્કને રકતસ્થાન, ધરે તેહને આટલું શાનું માન !
ધરે કેમ ગંધાણને મોગરેલ, ધરે જ્ઞાન ત્હેનો કર્યો ક્ષુદ્ર મેળ. ૧૧
કશી છે શરીરે કહો ભાઇ શોભા, પડયા રોમના જેટલા યત્ર ગોભા,
કશું છે ધનીના વપુ કેરૂં મૂલ્ય, રહે શેષમાં કાળી અસ્થિ ધૂળ. ૧૨
બન્યું માટીમાંથી વપુ થાય માટી, પછી શું રમા જોઇને જાય ફાટી,
પછી શી અનુકૂલતા ભાતભાત, ધરે માટીનો સુજ્ઞને ના ઉચાટ. ૧૩
બન્યો પંચમહાભૂતનો દેહ એક, પછી શો પરાયા વિશે હોય ટેક,
પછી આત્મા કારાગૃહે મોહ કેવો, પછી દૈન્ય ધારી રમા શાની સેવો. ! ૧૪
નથી કોઇ અદ્યાપિ પર્યંત ફાવ્યો, નથી દેવને ઘેરથી કોઇ આવ્યો.
વળી કાળથી ઇંદ્ર તોએ ચવાયો, અરે! તું ન સંસારથી તોય કાયો ૧૫
હતું ના હતું થાય જોતાં હમેશ, નહિ નામ કે ઠામનું સ્મર્ણ લેશ,
પછી લોભથી શું ભમે દેશ દેશ, ઝપાટે ઉડી આ જશે ભવ્ય વેષ. ૧૬

સુમન ગુચ્છ.

---

## પેટની વેઠ.

પડી પેટની વેઠ, સરવને પડી પેટની વેઠ,
બીજું એથી હેઠ, સરવને, ટેક.
નૃપ, પ્રધાન, ગરીબ, તવંગર, મજૂર, ચાકર, શેઠ, સરવને.
યોગી ને સંન્યાસી વિલાસી, કરે પેટનો વેત, સરવને.
અવર ઋણનો કરી ઉધારો, દેવી પેટને ભેટ, સરવને.
અવર પીઠ હત પેટ બદલ તો

૨

અલિ ! જોને આ બાળ રૂપાળાં રે, ત્હારા અંગ સમા રઢિયાળા.
આ બાળ રૂપાળાં રે. ટેક.
અલિ ! અંબુધિનાં એ છોરાં રે, કોઇ શ્યામલડાં કોઈ ગોરાં—આ બાળ.
કરે તાતથી એ તો સવાઇ રે, પ્હોંચે સ્વર્ગ વિશે ધાઇધાઈ—આ બાળ.
તાત ખારો ને મીઠાં સુજાત રે, કરે સ્વાતિમાં મોતીના પાત-આ બાળ.
કરે ગર્જના તાતથી ભારે રે, અભ્ર સપ્તભુવન સંભારે—આ બાળ.
લેશ આળસનું નહિ નામ રે, અષ્ટ જામ કરે શુભ કામ—આ બાળ.
શૂર શાણા અને સપીલાં રે, પરમારથમા મમતીલા—આ બાળ.
ભલા "આભલા" નામ ધરાવે રે, જાણે કૃષ્ણ અનેક સુહાવે રે-આ બાળ.

સુમન ગુચ્છ.

---

## ઉદ્યોગ.

---

હરિગીત.

ઉદ્યોગ કેરો યોગ લ્હેરો ભોગ કેરી આણશે,
ઉદ્યોગ દઇ આનંદ જનના કષ્ટ સર્વે કાપશે,
ઉદ્યોગથી શ્રી, વિજય, ભૂતિ, ઘેર ચાલ્યા આવશે,
દરદ દિલ રોવું ત્યાર્યત ''મ જગત મધ્યે મ્હાલશે.
વહે આખો ગળી ધારે-ધુવે દીલ ડાઘ·· ~ ગ છે
ખુદાઇની મીઠાઇમા ભરી ખારાઈ કયા કીસ્મત ! કહા.
મુંડાવી કે રંગાવીને કરાવ્યો ત્યાગ ત્હેં કીસ્મત !
તથાપિ ત્યા બઝાડી શી ! ઉપાધિ એવડી કીસ્મત ! કહીં.
મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પુરૂં કીસ્મત !
કવિતા આ બકાવાનું કર્યું શું દ્વૈત ત્હેં કીસ્મત ! કહીં.
કહીં કહી આ દગાબાજી કરે હા ના તું શુ કીસ્મત !
મ્હને માલીકનો કાને પડે ભણકાર ત્યા કીસ્મત ! કહીં.
રમાડયો આ દગાબાજી વિશે છુ બહુ ખુશી કીસ્મત !
મળ્યો માલીક વેચાયો, કરી લે ચાહે તે કીસ્મત ! કહીં.

---

# હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

—o-oo-o—

## શૂરતરંગિણી.

### લાવણી.

એ ભૂમિ અમારી, મૈયા અમારી, કોણ અવર કહેશે નિજની !-
ન દેઉ ઉચરવા !
એ સ્વદેશ માટે કો રણ યજ્ઞે, પ્રાણ આહુતિ દઉ સજની,
ન ચાહુ ઉગરવા. એ ભૂમિ૦ ૧
પરાધીન થઈ ટપલા સહેવા, ટાલ પડે શિર શરમ ભરી ।
ભલુ એથી મરવુ ।।
ગુલામ, કાફર, કાયર પદવી, હિંદુ કાળા નામે ઠરી ।
ભલુ એથી મરવુ ।। એ ભૂમિ૦ ૨
શકે ન કાંઇ કરીએ બાળક, મરદમૂછ મુખ હજુ ન ખિલી !-
હાયે શા મેહેણા ?
વણુછામાં ઉછર્યા તે ફાલે ફળે બળેથી ક્યાં ઉકળી ?
હાયે શા કહેણા ! એ ભૂમિ૦
નથી રાંકડા, નથી બાયલા, નથિ રે'વા નિતદાસ સર્જ્યા
ક્યમ ગાજી ન કહિયે.
છઉ સ્વધર્મ રંગી, સ્વકર્મ સગી, સ્વદેશ જંગી, પ્રેમ ભીન્જ્યા ।
હરિ એકજ હઇએ. એ ભૂમિ૦ ૪

---

## ભરત દુઃખાર્ત્તિ ચિંતામણિ.

### ગઝલ.

અમો દાઝુ દિલે દર્દી—અમારી હિંદ આજારી ।
ગઈ સત્તા જનેતાની અમારી કર્જે બાજારી ! અમો.
અમો શૃંગાર—રસરંગી, અમો શૂરવીરના સગી ।
દશા કરૂણા વળી ક્યાથી ? કરે તગદીર ના યારી ! અમો.
અમારા શૂર ક્ષત્રિય ધન્ય ! અમારા વીર રજપુત ધન્ય !
હવે રહ્યું કોણ જે નાખે સિપાહી લોહી ઓવારી ! અમો.

ઉઠાવું હાથ ? શું કરવા ! ચલાવું પાય ? ક્યાં ધરવા !
જીગર ઓસવાઈ ઉંડું જતુ ! જખમ ઝર્યા રહ્યા કારી ! અમો.
ન મળશે વૈદ કો વારૂ ? ન જડશે જન્ત્ર કો જાદુ !
રીબાશે રાકડી ક્યાં સુધી ? હશે હરિ ક્યારે હુશિયારી ? અમો

### પદ.

મ્હારી હિંદને કોણ ઉદ્ધારે ? કોણુ કોણુ એને ઉર ધારેરે ? મ્હારી
કલિકાળે કલહમા ઝડપી ! દુઃખ જાળે ચોપાસે ચડપી !
કોણુ ઉગારે–મ્હારી ગૈયાં એ પાર ઉતારે ! ? મ્હારી.
કામ શસ્ત્ર કે શાસ્ત્રે નાવ્યાં ! શૂરવીર–પ્રયત્ન ન ફાવ્યા !
કઈ રીતેરે ! અમ અમૃતફળા અહિં હારે ! મ્હારી.
બળ બુદ્ધિ, પ્રભાવ, પ્રપંચ, નહિ, નહિ, નહિ ચાલ્યા રચ !
હરિ હાર્યારે ! હવે અરિ વધતા કો નિવારે ? મ્હારી.
આશા દળવાદળ વિખર્યાં ! ભાવિભગિ તરંગીએ વિફર્યા !
વૈરાગ્યે રે ! જડ ઘાલી નિરાશા વિકારે ! મ્હારી.
હવે ક્યા જઇએ ? ક્યાં રહિયે ? કોનું શરણુ સબળ જઇ લહીયે ?
મુખ મુગે રે ! શું સેહેવું સંકટ વણુ આરે ? મ્હારી.
આ પછી સસાર અસાર, ક્યમ લાગે ન લવણુ શું ખાર ?
જન છાંડેરે ! નિજ ધર્મ ન ! શું અવિચારે ! ? ! મ્હારી.

---

## વિશ્વદર્શન માલિકા.

### સંસાર વૈચિત્ર્ય. ભાવિ–પરીણામ.

### પદ.

ભાવિ નહિ ફીટનાર—કદાપિ, ભાવિ૦
કોમળ કુંદ જાઈ તણા ફુલડા ખીલી ખરી પડનાર ! કદાપિ ભાવિ૦
શીત સુવાસિત મદ પવન વહી–લ્હેર લલિત જાનાર ! કદાપિ૦
ગમન કરે ગગને શશિ સૂરજ છાયા ગ્રહણુ ગ્રસનાર ! કદાપિ૦
ઘાટ હજાર ઘડો ઘટ ભીતર, હોય થવાનું થનાર ! કદાપિ૦
છો દળવાદળ આગળ આવો, તેજ ઝગે ઝાતકાર ! કદાપિ૦
હરિ હરિ ખેદ કરે શુ વળશે ? શાન્તિ સુખદ સ્વીકાર ! કદાપિ૦

કુંજવિહાર.



# કલાપી.

## (લાઠીના સદ્ગત ઠા. સા. શ્રી સુરસિંહજી)

---

### ભરત.

અનુષ્ટુપ્.
ભરત ઉમ્મરે પ્હોચી, છોડી વૈભવ રાજ્યને,
વનમા ગંડકી તીરે આશ્રમ બાંધીને રહ્યો. ૧

વસંતતિલકા.
ઓંકારના રટનમા દિન જાય ચાલ્યા,
એકાગ્ર ચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજા;
આહાર કન્દ ફલનો કરતો સદા એ,
એકાન્ત શાન્ત સ્થલમાં સુખથી વસે છે. ૨

હૈયું સદા સહુ પરે સમતા ધરે છે,
જેના પ્રભાવથી વને ખીલતું રહે છે,
એ યોગ તેજ તરુમાં ચળકી રહ્યું છે,
તિર્યંચ ત્યા અધિક હર્ષ મહીં ફરે છે. ૩

શિખરિણી.
જટા પીળી શીર્ષે, કૃશ અવયવો ઉપર રહી,
દિસે છે તે મ્હોટી, મધુર ફુલના પુજ સરખી;
સમાધિ વેલાએ, જલશીકરથી સિક્ત બનતી,
અને એ મોતીડા, વિખરી ખરતાં કેશપરથી. ૪
વિભૂતિના સ્પર્શે, સુરખ દિસતા આર્દ્ર વિપુલ,
રહે ઘેરાયેલાં, પ્રણવપ્રણયી દિવ્ય નયનો;
મટી ત્હેના તેજે, કુદરત તણી સૌ વિષમતા,
સુખે નેત્રો જોતા સતતગતિની બ્રહ્મરચના. ૫

મંદાક્રાન્તા.
રે સસારી! નિમિષ ભર તું ફેંકજે દષ્ટિ આહી,
આ દષ્ટિનું, અનુકરણ કૈં, રાખ સસાર માહીં,
ભોળા! ત્હારી, ધડમથલમાં, શાન્ત થા શાન્ત થા કૈં,
સ્થિતિની તુ, ઉપર ચઢી જો, ત્યાગની દષ્ટિ આહી. ૬
આ ત્યાગીનાં નયન ફરીથી જોઈ લે એકવાર,
શું ત્હેમા, ના, સતત વહતી પ્રેમની એક ધાર;
હા! તૈયારી, સહુ અરપવા, ત્યાગમા એ નથી શુ?
બીજાનાં કૈં દુ:ખથી ગળી એ, નેત્ર જાશે નહીંશું? ૭

ઉપેન્દ્રવજ્રા. તપસ્વીના આ તપમા રહી છે
મહા દયાની અતિ તીવ્ર રેખા,
ફુલો, લતાને તરુ મેઘ માહી
આનન્દ પીતા નયનો સદા છે. ૮
પ્રભાત કાલે નભની સુનેરી,
સન્ધ્યા સમેની સરની લહેરી;
વાયુ તણા શીતલ ગન્ધથી એ
આભારી હૈયું ઋષિનું દ્રવે છે ૯

અનુષ્ટુપ્. સન્ધ્યાકાલે પ્રભાતે એ, તપસ્વી નદીએ જતો,
સ્નાનાદિ ત્યાં કરી નિત્યે, ટેલતો વનમા હતો

ઉપેન્દ્રવજ્રા. નદી વહે છે ગિરિથી રમન્તી,
ફુલો તણાં ગીત હજાર ગાતી;
ગાયત્રીનો મન્ત્ર જપે નદીમા
ઉભો રહીને ઋષિ એક દી ત્યા ૧૧

મંદાક્રાન્તા. ત્યા ઘુઘુઘુ, ગિરિ નદી મહી ગાજતો નાદ આવે,
મોજાં ત્હેના, પ્રતિધ્વનિ તણા, ભેખડે આથડે છે,
વારિ કમ્પ્યુ, ડગમગી ગયા શૃંગ અદ્રિતણાં, ને
ત્રાસે ન્હાસે વનચર બધા, કોઇ ધ્રૂજી પડે છે ૧૨

ઉપેન્દ્રવજ્રા. સિંહ ધ્વનિથી જય ગર્જનાથી
ડરી મૃગો કૈં ઋષિ પાસ આવે;
ફ્લંગ મારી હરણ્ કુદેછે,
તપસ્વી તે ચિત્ર ઉભો જુવે છે ૧૩

વસન્તતિલકા ત્યાં એક બાલ મૃગકો હજુ જે અશક્ત
કૂદી જતા ઝરણ તે જલમા પડયુ, ને
એ પૂરમાં તરફડી ઘસડાતુ જોઇ
લાગ્યુ ઋષિહ્દય એ અનુકમ્પવાને. ૧૪

અનુષ્ટુપ્. ઉપયોગી થવા પ્રેરે, તપસ્વી દિલને દયા,
પડે છે વારિમાં તેથી, યોગી તે મૃગ ઝાલવા. ૧૫

માલિની. બલ કર મહી આવ્યું, પૂરને વીંઝવાને,
ગરીબ મૃગ બચાવા, કાંઇ ચિન્તા દિલે છે,

